

# કુંવારાં ય સારાં

દામુભાઈ શુક્લ

# કુંવારાં જ સારાં ?


લેખક :

દામુભાઈ શુકલ





પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

શ્રી શારદા મુદ્રણાલય
પાનકોર નાકા
અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ૧૯૪૭
કીંમત : બે રૂપિયા

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૬૬૭૪

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ.

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શારદા મુદ્રણાલય
પાનકોર નાકા, અમદાવાદ.



નવગુજરાતનાં નવપરિણીત

યુગલોને

સાનુનય અર્પણ



## સૂચના

આ નાટક આખું અથવા એમાંથી કોઈપણ ભાગ ભજવવા માટે અથવા એનો કોઈપણ ભાષામાં તરજુમો કરવા માટે લેખકની રજા લેવી આવશ્યક છે.



# પ્રવેશક

વારંવાર સાંભળવામાં અને વાંચવામાં આવે છે કે ગુજરાતી સાહિત્યમાં જોઈએ તેટલાં નાટકો નથી. છતાંય નાટક લઈને પ્રકાશક પાસે જઈએ તો સાંભળવા મળે છે, 'બીજું કંઈ નહિ ને નાટક શું લાવ્યા? ફલાણા પ્રખ્યાત લેખકનું નાટક છપાયે દશ વર્ષ થઈ ગયાં, હજુ પોણા ભાગની નકલો પડી છે! ફલાણા ભાઈ, નાટક રસિયાઓમાં કેટલા જાણીતા છે? એમના નાટકનો કોઈ ભાવ પણ નથી પૂછતું! નૉવેલ, નવલિકા ઉપર હાથ ચલાવો ને!'

આમ કેમ? આપણા કાળીદાસ ભવભૂતિની કે ઇંગ્લેંડના શેક્સપિઅરની વાત બાજુ ઉપર રાખીએ તો પણ ઈબ્સન, વાઈલ્ડ, ગાલ્સવર્ધી, શા, બેરી વગેરે સમકાલીન નાટકલેખકોનાં પુસ્તકો હજારો અને લાખોની સંખ્યામાં ઊપડી જાય અને આપણે ત્યાં આમ કેમ? અંગ્રેજી ભાષામાં વાચકવર્ગ બહોળો છે એ એક જ બાબત શું આ ઘટનાનું કારણ છે?

મને લાગે છે કે એનું બીજું અને મહત્ત્વનું કારણ છે. આપણે ત્યાં જે નાટકો લખાય છે તે મોટે ભાગે મનુષ્ય સ્વભાવનો

અભ્યાસ કર્યા વગર, ભાષાને પ્રવાહી બનાવી શકાય એટલો તેના પર કાબૂ મેળવ્યા વગર, સંવાદોને જીવન્ત બનાવવાની કાળજી રાખ્યા વગર, અને જીવનને કોઈપણ ઠેકાણે સ્પર્શ કર્યા વગર ફક્ત કલ્પનાના જોરે ઊભા કરેલા પ્રસંગો ઉપર જ રચાયા હોય છે.

જેમ વાજાવાળાના જેવા પહેરવેશ પહેરાવીને આપણે રંગભૂમિ ઉપર પૌરાણિક કાલ તાદશ કરવાનો આનંદ મેળવીએ છીએ અને જેની પાંસળીઓ દેખાય છે એવા છોકરાઓને દાઢી અને જટા પહેરાવી ઋષિની કલ્પના મૂર્તિમંત કરવાનો લહાવો લઈએ છીએ તેમ નાટકોમાં પણ પ્રસંગોનો શંભુમેળો કરી આપણા કેટલાક નાટ્ય લેખકો માતા ગુર્જરીને નાટકો આપવાનું ઋણ અદા કરે છે! જેમ રંગભૂમિ પાસેથી કોઈ પણ ઉદાત્ત ભાવ કે સામાન્ય માણસને થયેલા અનુભવનું કોઈ પણ પ્રકારનું વિશદીકરણ આપણો રંગભૂમિરસિક વર્ગ મેળવી શકતો નથી, તેમ નાટક વાંચીને પણ આપણા વાચક વર્ગ ઉપર કોઈ પણ પ્રકારની સ્થાયી અસર કે અલ્પજીવી પણ ઘેરી અસર પડતી નથી! અને પરિણામે વાચક વર્ગ નાટકો તરફ ઉપેક્ષા-વૃત્તિ સેવે છે.

આ દોષ હું ટાળી શક્યો છું? પારકાની અમુક ઠેકાણે ભૂલ છે, એમ કહેવું સહેલું છે; પણ એવી ભૂલ વિનાનું સર્જન કરવું મુશ્કેલ છે. The taste of the pudding is in the eating, મારું નાટક જો નિર્માલ્ય પૂરવાર થશે તો—જોકે પ્રકાશકની મૂડી અને મારી મહેનત નિરર્થક જશે પણ—મને તેનો શોક નહિ થાય. કારણ હું માનું છું કે લેખકોને જીવન્ત કૃતિઓ જ આપવાનો હક છે, અને મને ખાત્રી છે કે એવી જીવન્ત કૃતિઓ તરત નહિ તો થોડા સમય રહીને પણ લોકાદર મેળવે જ છે.

આ નાટક, વાંચી શકાય અને ભજવી શકાય એ બંને હેતુ નજર આગળ રાખીને, મેં લખ્યું છે. એટલે નાટકો લખવાની ચાલુ શૈલીમાં થોડો ફેરફાર કરવો મેં સમુચિત માન્યો છે.

૨૩–૧૨–૪૭

૪૯, જવાહર નગર,

અમદાવાદ, ૭.

દામુભાઈ શુક્લ

# પાત્રો

| | | |
|---|---|---|
| પલ્લવી | : | હરરાયની પુત્રી અને પ્રતાપની બહેન. |
| પ્રતાપ | : | હરરાયનો પુત્ર અને પલ્લવીનો ભાઈ. |
| સ્મિતાબહેન | : | પ્રતાપ–પલ્લવીની માતા. |
| હરરાય | : | બાળકોને પૂરી સ્વતંત્રતા આપવામાં માનનાર, પ્રતાપ ને પલ્લવીના સંસ્કારી પિતા |
| નરૂકાકા | : | હરરાયના સગા અને આનંદી મિત્ર. |
| અનિકેત | : | નરૂકાકાનો ભાવનાશીલ પુત્ર. |
| વ્યંકટરાય | : | ગૌતમના પિતા. |
| તનુમતીબેન | : | ગૌતમની માતા. |
| ગૌતમ | : | વ્યંકટભાઈ ને તનુમતીનો સિનેમાનો શોખીન લહેરી પુત્ર અને પલ્લવીનો પતિ. |
| નાનુભાઈ | : | રાકાના બહુ જ નિયમિત પિતા. |
| નાનીબેન | : | રાકાની માતા. |
| રાકા | : | નાનુભાઈ–નાનીબેનની વ્યવસ્થિત અને ઓછાબોલી પુત્રી અને પ્રતાપની પત્ની. |
| આકા | : | રાકાની નાનીબેન. |
| ત્રિકમભાઈ | : | હરરાયના મિત્ર. |
| ચંચળબેન | : | ત્રિકમભાઈનાં ભલાં પત્ની. |
| વીરેન્દ્ર, રમેશ | } | પ્રતાપના મિત્રો. |
| જમનાશંકર | : | હરરાયનો રસોઈઓ |
| નારંગી–કિસન | : | વ્યંકટભાઈ અને ત્રિકમભાઈનાં નોકરો |
| સ્થળ | : | અમદાવાદ, સૂરત અને મુંબઈ. |

# અંક પહેલો

## પ્રવેશ પહેલો

[ શ્રીમંત અને સંસ્કારી માબાપને હાથે ઉછરેલાં પલ્લવી અને પ્રતાપ, અનુક્રમે ૧૮ અને ૨૦ વર્ષની ઉંમરનાં છે. પ્રતાપ આ વર્ષે બી. એ. માં આવ્યો છે અને પલ્લવી ઇન્ટરમાં ભણે છે. બંને છોકરાં હોશિયાર, રૂપાળાં અને ઉંમરને અનુરૂપ શરીરવાળાં હોય છે. એકાકી બંગલામાં ઉછર્યાં હોય છે એટલે, અને અંગ્રેજી કેળવણીના પરિણામરૂપે, અંગ્રેજોની વિશ્વ-વિખ્યાત અતડાશનો વારસો મળેલો હોઈ બંને છોકરાં એકબીજાના સહવાસમાં જ નવરાશનો ઘણો વખત ગાળતાં હોય છે. કલાક બે કલાકથી વધારે વખત પલ્લવીને ન જુએ તો પ્રતાપ અધીરો થાય છે અને પ્રતાપને અરધો કલાક ન જુવે તો :પલ્લવી ગાંડી થાય છે. અને છતાંય બંનેનો સ્નેહ એકબીજાનો વિરોધ કરવામાં અને એકબીજા-ની સાથે ઝઘડવામાં વ્યક્ત થાય છે. કાર્તિક પૂર્ણિમાને દિવસે બંને ભાઈ—બ્હેન ફરવા ગયાં હતાં ત્યાંથી પાછા ફરતી વખતે ચાલતાં ચાલતાં જ વાતચીત કરતાં દેખાય છે. ]

પલ્લવી

પ્રતાપ, હું જાડી હોઉં તો મારું વજન પડે કે ન પડે?

પ્રતાપ

પડયાં બાપ તારાં વજન ! જાડી હોય તો બધાં 'પીપોત્તામા' કહીને હસે અને પેલાં સુમનફોઈ જોયાં છે ? ઊભા થવાના શ્રમથી જ જ્યારે હાંફવા માંડે છે ત્યારે કેવાં લાગે છે? તું પણ આબાદ એવી લાગે.

પલ્લવી

ત્યારે પાતળી સોટા જેવી હોઉં તો ?

પ્રતાપ

તો પણ શું ? તો તું પેલાં હરિગંગામાસી જેવી લાગે. બાવન વર્ષનાં છે અને બાવન શેર વજન છે. સારું છે તે માંદાં રહે છે અને ઘરમાંથી બહાર નથી નીકળતાં, નહિ તો પવનથી પણ ઊડી જાય !

પલ્લવી

ત્યારે વજન પાડવા માટે કરવું શું ? વજન શાથી પડે ?

પ્રતાપ

ચક્કમ જ છે ને ? વજન તો વળી શરીરથી પડતું હશે ? Ay, you duffer (એમ બોલીને એક ધપ્પો મારે છે).

પલ્લવી

ત્યારે શેનાથી, અક્કલ હોશિયારીથી પડે ?

પ્રતાપ

તો તું નાહી જ નાંખ. અક્કલના નામનું તો તારામાં આદમ્ છે.

[ પ્રતાપ આંબળીથી મીંડાં દોરે છે, અને પલ્લવી તેને મારવા જાય છે. પ્રતાપ બે ડગલાં આગળ દોડીને પોતાની જાતને બચાવી લે છે. ]

પલ્લવી

તું પણ જોજે પતુ! મારું વજન પડે છે કે નહિ? અને તારો તો કોઈ ભાવ જ નથી પૂછવાનું.

પ્રતાપ

(પ્રતાપ આ બધું સાંભળ્યા વિના જ) અમેરિકામાં તો એને માટે પણ એક શાળા છે!

પલ્લવી

કપાળ છે તારું. વજન પાડવાનું શિખવવાની તે વળી શાળા હોય?

પ્રતાપ

તને કશું ભાન છે નહિ અને દરેક બાબતમાં પટપટ. અરે, અમેરિકામાં તો બધું જ હોય.

પલ્લવી

કોઈ અમેરિકણ તારા સામું પણ નથી જોવાની. આખો દિવસ અમેરિકા અમેરિકા કર્યા કરે છે તે.

પ્રતાપ

બેરાં સાળાં, કંઈ થયું કે એ જ વાત. પણ ખબર છે કંઈ? અમેરિકા પણ ભયંકર તંગીમાં સપડાઈ ગયું છે! (પ્રતાપ હાસ્યભરી ગંભીરતા ધારણ કરે છે.)

પલ્લવી

શેની તંગી વળી? કંઈ ગપસપ ન લગાવતો! (ઉત્કંઠાથી સામે જોઈ રહે છે)

પ્રતાપ

કરાકાનું નામ સાંભળ્યું છે ?

પલ્લવી

એક વાતમાંથી બીજી વાત અને બીજીમાંથી ત્રીજી. ગયા જનમમાં વાંદરો જ હોઇશ. શાળામાંથી તંગી અને તંગીમાંથી કરાકા અને હું ધારું છું કે હવે આવશે ફડાકા!

પ્રતાપ

પણ કંઈ સમજ તો ખરી. એ તો એમ જ મુદ્દા ઉપર અવાય.

પલ્લવી

શું ? કહે ? શેની તંગી ?

પ્રતાપ

પણ તું તો કહે, કરાકાનું નામ સાંભળ્યું છે કે નહિ ? એણે અમેરિકા ઉપર ચોપડી લખી છે એ જાણે છે ?

પલ્લવી

ના, પણ તેનું છે શું ? કહે તો ખરો. ( કંઈક સમજી હોય તેમ સામું જુવે છે. )

પ્રતાપ

ત્યાં પુરુષોની ભયંકર તંગી પડી છે. એક પુરુષે લગભગ વીસ સ્ત્રીઓ છે!

પલ્લવી

I see. એટલે તમારા ત્યાં ભાવ આવવાના હશે ? ગાંડો થા મા, ગાંડો. એ બધી કુંવારી મરી જશે પણ તને તો કોઇ ડામ પણ નહીં દે. ( અંગુઠો બતાવે છે )

પ્રતાપ

પણ એ તો તું માની લે છે. મારે અહીં જ ક્યાં

તોટો છે ? તારી માફક છે ? કોઈ સામું ય જુવે છે ?

[ વળી પાછી પલ્લવી મારવા જાય છે અને પ્રતાપ દોડે છે. સામેથી કોઈ ઓળખીતા આવતા જોઈ પાછાં ડાહ્યાંડમરાં થઈ બંને ચાલવા માંડે છે ]

પલ્લવી

પણ પેલી શાળાની વાત તો કર.

પ્રતાપ

હા. ત્યાં એક નટી બહુ પૈસાદાર થઈ, એટલે એણે પેલી શાળામાં જઈ તારા જેવો જ સવાલ પૂછયો, " મારું વજન શી રીતે પડે ? "

પલ્લવી

પછી ?

પ્રતાપ

પછી શું ? પેલાએ સો ડોલર પડાવ્યા અને ઉત્તર આપ્યો.

પલ્લવી

શો ?

પ્રતાપ

કે વજન નફ્ફટાઈથી પડે.

પલ્લવી

( ખૂબ આશ્ચર્ય સાથે ) નફ્ફટાઈથી ?

પ્રતાપ

હા. નફ્ફટાઈથી.

પલ્લવ

વજન પડે ?

પ્રતાપ

હા, હા. વજન પડે.

પલ્લવી

પણ કેવી રીતે? મને સમજાવ તો ખરો.

પ્રતાપ

એની કિંમત પડશે. આપણે પણ અમેરિકાની જેમ કશું જ મફત નથી કરતા (હસે છે)

પલ્લવી

એમ કે? યાદ રાખજે, બચ્ચાજી, મારું પણ કામ પડશે.

પ્રતાપ

લે ચાલ હવે, પછી સમજાવીશ. મા રાહ જોતી હશે.

[ચાલ્યાં જાય છે.]

## પ્રવેશ બીજો

[ રિતાબહેન ૪૨ વર્ષની આસપાસનાં છે. હજુ એમના શરીર ઉપરથી સૌન્દર્યરેખાઓ સાવ લુપ્ત નથી થઈ ગઈ. એમણે વાદળી પટ્ટાવાળી ધોળી સાડી પહેરી છે. માથું, વચ્ચે સેંથી પાડીને, ઓળેલું છે, અને ખુલ્લું છે. આર્ય ગૃહિણીની સૌમ્યતા એમના મુખ ઉપર છે. આ બે બાળકો એમનું જીવનસર્વસ્વ છે. હરરાયના સહવાસમાં પોતે જેટલી પચાવી શક્યાં હતાં તેટલી સ્વતંત્રતાના વાતાવરણમાં બાળકોને ઉછેરવાનો તેમણે પ્રયાસ કરેલ છે. તેમની અને બાળકોની વચ્ચે આપણે ત્યાં સામાન્યતઃ હોય છે, તેવો ગાઢ પડદો નથી. છોકરાં સાથે ટોળટીખળે ચઢે ત્યારે તેઓ મા કરતાં મોટી બહેન જ લાગે છે. રિતાબહેન રાહ જોતાં બેઠાં છે એટલામાં પ્રતાપ–પલ્લવી દાખલ થાય છે. ]

**રિતાબહેન**

કેમ અલી પલુડી, રોજ મોડું જ કર્યા કરે છે. કેટલા વાગ્યા? ખબર છે?

**પલ્લવી**

આજે તો નાસ્તો કરવાનો છે ને! આ પ્રતાપ, અશ્વિન,

હું તો ક્યારનીય પાછા ફરવાનું કહેતી હતી, પણ માને જ નહિ ને, અને અમેરિકા અમેરિકા જ કર્યા કરે છે.

રિતાબહેન

હં પલુ ? તારા પપ્પા ક્યારના રાહ જોઈને બેઠા છે.

પ્રતાપ

આ પલુ, મા, જે મળે તેની સાથે બે મિનિટ તો ઊભી જ રહે, અને કંઈ જ કારણ વિના સમય બગાડે.

રિતાબહેન

ચાલો ત્યારે, તૈયાર થઈ જાઓ. પપ્પા આજ તો એક અગત્યની વાત કહેવાના છે. અને જુઓ, આગલા ઓરડામાં જ બેસવાનું છે.

[ રિતાબહેન ચાલ્યાં જાય છે. "આવી પહોંચીએ" કહી પલ્લવી અને પ્રતાપ એક-બીજાના સામું જુવે છે, પછી બાથરૂમ તરફ પગ, મોં વગેરે ધોવા માટે જાય છે, જતાં જતાં ]

પલ્લવી

એ તો એ જ. મને તે દિવસે જ વહેમ પડયો હતો.

પ્રતાપ

શો ? લગ્ન સંબંધી વાતચીતનો ?

પલ્લવી

હાસ્તો. કેમ પેલા કોઈ વ્યંકટભાઈનો કાગળ આપણે નહોતો વાંચ્યો ?

પ્રતાપ

તું શું કરીશ, પલુ ?

[ પ્રતાપ સહેજ અસ્વસ્થતા બતાવે છે ]

પલ્લવી

જોઈએ, પપ્પા શું કહે છે અને કેવી રીતે કહે છે તેના ઉપર આધાર.

[ બેફિકરાઈથી હસે છે. ]

પ્રતાપ

પણ ધારો કે આ વાત નીકળે તો?

પલ્લવી

તો હું તો કહીશ કે પ્રતાપ તો અમેરિકણને પરણવા માગે છે.

[ વળી પાછી હસે છે ]

પ્રતાપ

જો, પલુ, Don't be Silly. આવી 'Serious' વાતમાં પણ મશ્કરી?

પલ્લવી

હું ક્યાં મશ્કરી કરું છું?

પ્રતાપ

ઠીક છે. યાદ રાખજે ને! પપ્પા કોઈ ઉલ્લુના નામની દરખાસ્ત મૂકે તો હું તો એટલો ખુશ થાઉં.

[ બન્ને અંદર જાય છે. થોડી વારમાં બહારથી રિતાબહેનની બૂમ આવે છે, "પલુ, પતુ, ચાલો" "આવી," "આવ્યો" બોલી બન્ને જણ હાથ, પગ, મોં ધોઇ, લૂછી, વાળ ઓળી કપડાં બદલી આવી પહોંચે છે. હરરાય ૫૦ વર્ષની આજુબાજુના પ્રૌઢ પુરુષ છે. નાનપણમાં કસરત 'મારી' હશે એમ તો હજુ પણ એમના સુદૃઢ દેહ ઉપર નજર

નાખતાં દેખાય છે. વાળમાં ક્યાંક ક્યાંક ધોળા વાળ દેખાવા માંડ્યા છે. પણ એમની જુવાનીની ચપળતા અને હાસ્ય હજુ એવાં ને એવાં જ છે. ગંભીર રિતાબહેન કરતાં હરરાય અત્યારે પણ નાના લાગે છે. ટેબલ ઉપર ચિનાઈ માટીની 'ડિશ'માં જમવાનું પીરસાતું દેખાય છે. જમનાશંકર મહારાજ એક પછી એક વસ્તુઓ લાવતા જાય છે અને પીરસતા જાય છે. બધું પીરસાઈ જાય છે. પલ્લવી અને પ્રતાપ પણ જુદે જુદે પ્રવેશદ્વારેથી આવે છે. ]

**હરરાય**

કેમ હિક્કી, કેટલે ફરવા ગઈ'તી ? અને તું તીલુ ?

[ બંને છોકરાંને વહાલથી થાબડે છે. પછી બધાં ખાવાનું શરૂ કરે છે. ]

**પલ્લવી**

પપ્પા, આ પતુને કંઈ સમજાવો. એને તો અમેરિકાનું કંઈ ઘેલું જ લાગ્યું છે. ( પ્રતાપ સામે તોફાની આંખે જુવે છે ).

**હરરાય**

શું છે કિકા ? અમેરિકાની શું વાત કરે છે ? હમણાં કંઈ અમેરિકા વિષે પુસ્તક–બુસ્તક વાંચ્યું લાગે છે ?

**પ્રતાપ**

અરે એ તો નક્કામી, કંઈ સમજતી નથી, કંઈ વાંચતી નથી અને આખો દિવસ પટપટ ( પલ્લવી સામું જુવે છે ).

**રિતાબહેન**

આ તો માળાં, લઢ્યા વગર એક મિનિટ પણ રહેતાં

નથી. કંઈ સમજાવોને (હરરાય સામું સ્નેહથી જોઈ રહે છે).

હરરાય

It's psychological. એમાં સમજાવવાનું શું ? એ લોકોને કેટલી મજા પડે છે ? કેમ પલુ, ભાઈને ચિઢવવાની મજા પડે છે ને ? અને તને પતુ — ખરું ને ?

[ પલ્લવી અને પ્રતાપ પિતા સામું અને એક બીજા સામું જુવે છે. ]

રિતાબહેન

જમનાશંકર, ચેવડો લાવો ચેવડો.

[ રસોઈઓ આવીને બધાંને ચેવડો આપી જાય છે. ]

પલ્લવી

પછી શું કહેવાના હતા, પપ્પા ? અમે કહેતી'તીને કે પપ્પા અગત્યની વાત કરવાના છે.

હરરાય

(એકદમ ગંભીર થઈને) એસ્તો. સમજ્યાં કે ની ? (સ્મિત કરે છે.)

પલ્લવી

પણ શું ? પ્રતાપના લગ્નની વાત ને ?

હરરાય

હા, અને તારાં પણ.

[ પલવી પહેલી વખત સહેજ શરમાઈ જાય છે. ]

પ્રતાપ

(એકદમ) હા, પપ્પા, પરણાવી દો એટલે છૂટયા.

અને ( પલ્લવીના સામું હસતો હસતો જુવે છે અને પલ્લવી આંખ કાઢે છે )

હરરાય

શું ?....અને ?

પ્રતાપ

અને — ( પલ્લવી પિતા ન જુએ એવી રીતે પુરી તાકે છે. ) કંઈ નહિ. એ ગાંડી છે, કંઈ હું ગાંડો છું ?

રિતાબહેન

આ છોકરાં તો કંઈ સમજતાં જ નથી. તમે તો સાઈસાહેબ છૂટ, છૂટ, મારીને નફ્ફટ કરી મૂક્યાં છે !

[ નફ્ફટ શબ્દ સાંભળી પ્રતાપ અને પલ્લવી હસી પડે છે. ]

હરરાય

શું છે વળી, કેમ હસ્યાં ?

પ્રતાપ

એ તો આ પલ્લવીને વજન પાડવું છે !

હરરાય-રિતાબહેન ( સાથે )

વજન ?

પ્રતાપ

હા, હા, વજન. મને આજે જ પૂછતી'તી કે વજન શી રીતે પડે ? છે ને ડાહ્યું ?

હરરાય-રિતાબહેન ( સાથે )

પછી ? તે શું કહ્યું ?

પ્રતાપ

કે વજન નફ્ટાઈથી પડે. અને તમારી છોકરી તો નફ્ફટ છે જ.

પલ્લવી

અને છોકરો પણ.

[વાતમાં ને વાતમાં બધાં જમી રહે છે. હાથ–મોં ધોવા ચાલ્યાં જાય છે અને પછી, એક પછી એક બેસવાના ખંડમાં આવીને બેસે છે. પ્રતાપ આંટા મારે છે.]

હરરાય

(મુખવાસ ખાતા ખાતા) જો પલુ. તું આ સાલ ઈન્ટરમાં પાસ થઈ જઈશ. પછી શું?

પલ્લવી

પછી શું? ભણવાનું વળી. બી. એ. નહિ?

પ્રતાપ

(ફરતો ફરતો) હવે ભણ્યાં બાપ. અને પપ્પા કહે છે, "પાસ થઈશ." આપણે તો 'બિટ' મારીએ છીએ જો એ પાસ થાય તો—

પલ્લવી

અને તું થઈશ એમ ને? મોટો વેદિયા જેવો ફર્યા કરે છે તે બેસને હવે.

પ્રતાપ

**भोजनान्ते शतपदम् गच्छेत्।** જમીને પટ લઈને બેસી જાય છે તે યાદ તો રાખજે. કોઠી જેવી થઈ જવાની છે.

હરરાય

(હસતાં હસતાં) તે દિકરી ભણવાની તને કોણ ના પાડે છે? આ તો, એક કાગળ આવ્યો છે, અચાનક. ત્યારે મને એમ થયું કે છોકરાં હવે આ દિશામાં પણ વિચાર

કરે તો સારું.

પલ્લવી

તે મારે એકલીને ? (પ્રતાપ સામું જોઈ ને)આને નહિ ?

હરરાય

હોય બેટા ? બન્નેને સાથે, અકસ્માત પણ એવો જ થયો છે. તારા સંબંધમાં કાગળ આવ્યો તેના આઠ જ દિવસ પછી એના સંબંધમાં પણ આવ્યો છે.

પલ્લવી

પણ આ ભાઈસાહેબ તો કંઈ કંઈ 'day dreams' જુવે છે.

પ્રતાપ

જો પલુ. હું તને ખરી વાત કહું છું. જોને મા, આ ચિબાવલી !

હરરાય

એ તો ગમ્મત કરે છે. કેમ દિકકી ?

રિતાબહેન

પણ પલુએ હવે ડાહ્યા થવું જોઈએ. ક્યે વખતે શું બોલવું એનું એને ભાન જ નથી. અને તમે દિકકી, દિકકી કરો છો એટલે તો બસ.

હરરાય

( વહાલથી પલ્લવીના સામું જુવે છે ) આમ આવ બેટી ( પલ્લવી આવી પપ્પાની સોડમાં ભરાય છે. હરરાય બરડામાં હાથ ફેરવે છે ) તમેય શું, જો બિચારીનું મોં પડી ગયું !

રિતાબહેન

કંઈ મોડું નથી પડતું, એ તો હવે પ્રતાપને શું કહેવું

તે શોધે છે. ( પલ્લવીથી હસી પડાય છે. બધાં હસે છે ) જોયું ને? એને તો કંઈ અડતું જ નથી ને! આનું થશે શું?

પ્રતાપ

હું સત્યનારાયણમાં માનતો નથી, પણ જો આ કોઈ બબુચક જોડે ભટકાય તો હું સત્યનારાયણની કથા કહેવડાઉં.

[ પલ્લવી ડિંયો બતાવે છે. પ્રતાપ તેની તરફ ધસે છે. પલ્લવી હરરાયના પડખામાં વધારે ભરાય છે. ]

હરરાય

જો પતુ, Be a sport એમાં શું કહ્યું કે તું કતરાય છે? It is your privilege to day-dream.

[ એટલામાં જ ' છો કે હરરાય?' કહેતા નરૂકાકા દાખલ થાય છે. ]

નરૂકાકા

ઓ હો, રિતાબહેન પણ છે ને? અને પોટ્ટી કંઈ પપ્પાની પૂંઠમાં, I mean પાસામાં ભરાઈ છે અને પ્રતાપરાય તો કંઈ problems ઉપર I mean ગહન પ્રશ્નો ઉપર, વિચાર કરતા લાગે છે. ( પાટ ઉપર તકિયે અઢેલીને બેસે છે. )

[ નરૂકાકા હરરાયની લગભગ સરખી ઉંમરના છે. અને તેમના પાસેના સગા છે. તે ઉપરાંત તેઓ નાનપણના મિત્ર છે. આ કુટુંબમાં નરૂકાકા ઘરના માણસની જેમ ગમે ત્યારે જઈ આવી શકે છે, અને ગમે તે બોલી શકે છે. તેઓ ભારે રમુજી માણસ છે. અને અંગ્રેજી ગુજરાતી શબ્દો એટલા બધા સેળભેળ બોલે

કે એમને તો કદી ખ્યાલ જ નથી આવતો કે પોતે ભાષા બગાડી રહ્યા છે. વળી અંગ્રેજી બોલીને તેનું ગુજરાતી કરવાની પણ તેમને કુટેવ છે. ]

નરૂકાકા

કેમ અલ્યા પ્રતાપ, કંઈ Conference ભરી લાગે છે, I mean પરિષદ. શું ચર્ચા ચાલે છે ? Come along. Radio ચાલુ કર, કંઈ સાંભળિયે, દિલ્હી મૂક, દિલ્હી.

[ પ્રતાપ 'રેડિયો' ચાલુ કરે છે. ગ્રામોફોનની 'રેકર્ડ' ચાલે છે. સાયગલની 'જબ દિલ હી તૂટ ગયા, અબ જી કે કયા કરે' સંભળાય છે. નરૂકાકા ગાયનમાં તલ્લીન છે. 'તૂટ ગયા' ગવાય ત્યારે દિલ ઉપર હાથ મૂકે છે અને 'જીકે કયા કરે' બોલાય ત્યારે માથું ધુણાવે છે. આ દરમ્યાન પહેલો પ્રતાપ અને પછી થોડી વારે પલ્લવી ચાલ્યાં જાય છે. એટલામાં બીજી રેકર્ડ ચાલે છે, જ્યુથિકા રે'ની 'છિપકે મિલુંગી' સંભળાય છે. નરૂકાકા કંઈ ને કંઈ સતપત કર્યા કરે છે. હરરાય અને રિતાબહેન શાંત બેસી રહે છે. ]

નરૂકાકા

( સ્વિચ બંધ કરીને ) મરવા દો ને સાળું. માથું ફરી જાય છે. હરરાય, આ સાલો Health નો problem, acute થતો જાય છે. આ સાળી તબિયત બહુ સતાવે છે.

હરરાય

શું થયું પાછું ? ગેસ કે બીજું કંઈ ?

નરૂકાકા

(કચવાઈને) અરે જવા દો ને મારા સાહેબ, માથું પણ બગડયું છે અને પેટ પણ બગડયું છે, અને Heart પણ I mean હૃદય પણ (બધે એક પછી એક હાથ ફેરવે છે.)

હરરાય

તો એક કામ કરોને નરૂભાઈ, પણ તમને તો એની સૂગ છે નહિ વારુ ?

નરૂકાકા

શું ? બતાવોને યાર. ચકલાંની સાથે સુવાનું અને ચકલાંની સાથે ઉઠવાનું That early to bed and early to rise stuff સિવાયનું હોં કે.

હરરાય

ફરવાનું શરૂ કરોને. અર્ધો કલાક સવારમાં અને અધો કલાક સાંજે.

નરૂકાકા

એટલે એમ કહોની કે હું આખો દિવસ On my legs જ રહું. I can't do it, I simply can't, મરીશ પણ એવું કંઈ જ નહિ કરું, હરરાય.

હરરાય

ત્યારે આ પિસ્તાલીશ—અડતાલીસમાં તો ફરિયાદો શરૂ થઈ! હજુ તો ઓછામાં ઓછાં પચીસ તો કાઢવાં છે ને ? Three score years and ten !

નરૂકાકા

આપણે તો કાલે આવે તો કાલે જઈએ. સુસ્મિ રોકે છે એટલું જ.

હરરાય

અમે એમને સમજાવીએ, [ બધાં હસે છે. ]

નરૂકાકા

અને કિતુનો પણ વિચાર કરવાનો ને ?

હરરાય

તમારે શો વિચાર વળી ? તમે બી ગંભીર થતા જાવ છો ? બીત ગઇ ?

નરૂકકા

બીત–પ્રીત તો ઠીક, પણ I have realised one thing. એક વસ્તુ મને સમજાઇ ગઇ છે.

હરરાય

શું ?

નરૂકાકા

કે છોકરાં 'લવ' 'લવ' કરે છે, પણ મારાં બેટાં ફસાતાં જ હોય છે. They are absolutely befooled.

હરરાય

એટલે ? આપણે જેમ ચાલ્યું આવે છે તેમ બધું ગોઠવી આપવું એમ ને ?

નરૂકાકા

હા. એમ જ, આ મારો કિતુ, ગયે વર્ષે એની એક Friend હતી, આ વર્ષે કોઇ બીજી જ છે.

હરરાય

પણ તેમાં શું ?

નરૂકાકા

આમ તો કંઇ નહિ, પણ એકનો એક છોકરો Sowing wild oats ન કરે તો, જુવાનીની બેવકૂફીમાંથી બચી જાય તો સારું.

હરરાય

કોણ બચે છે? ( નરૂકાકા સામે જુવે છે અને બંને હસી પડે છે. )

નરૂકાકા

એમ નહિ, હરૂ, પણ એક Problem ઊભો થયો છે. પેલા કિરીટને તો તું ઓળખે છે ને?

હરરાય

પેલો Inter માં એક જ વર્ષ આપણી સાથે હતો તે ને?

નરૂકાકા

Exactly બરોબર એ જ. એ તો કંઇ South India States Agencyમાં નોકરી કરે છે.

હરરાય

એમ કે? મેં તો ત્યાર પછી એના વિષે કંઇ જ સાંભળ્યું નથી.

નરૂકાકા

મારે પણ એવું જ હતું. completely out of touch બિલકુલ ખબર જ નહિ કે એ ક્યાં છે? પણ ગઇ કાલે એનો કાગળ! અને તેમાં શું લખેલું?

હરરાય

શું?

નરૂકાકા

A bolt from the blue જાણે આકાશમાંથી વીજળી

પડી! મેં તો તરત સુરિમને કહી પણ દીધું કે Go ahead થઇ જાય.

હરરાય

પણ હતું શું?

નરૂકાકા

કિતુના વિવાહની વાત, બીજું શું? કિરીટને એક દીકરી છે, આશા. અને તે આ સાલ 'મેટ્રિક'માં પાસ થઈ છે. વધારે ભણાવવાની એની ઇચ્છા નથી.

હરરાય

કિતુ સાથે વાત કરી?

નરૂકાકા

એમાં એને શું પૂછવાનું? He is busy with his girl–friends, એ ભલેને આ બહેન અને તે બહેનની સાથે ફરતો અને મેં જે Realize કર્યું છે, મને જે સ્પષ્ટ સમજાઇ ગયું છે તે આ જ, કે આવી બાબતમાં છોકરાંને પૂછવાનો કંઈ અર્થ નથી.

હરરાય

પણ કિતુ તો બહુ આગ્રહી અને હોશિયાર છોકરો છે. તેને તમે એમ છેક અવગણો તે ચાલશે કે?

નરૂકાકા

(ઉત્સાહમાં આવી જઈને) Fait accompli તૈયાર કરીને જ મૂકી દેવું. No choice 'આમ કરશો કે?' એવું પૂછવાનું જ નહિ.

હરરાય

ભૂલ નથી કરતા નરૂભાઈ?

નરૂકાકા

I say, my sins on my head. હું ભૂલ કરીશ તો હું ભોગવીશ. છોકરા કંઈ ગધ્ધા—પચ્ચીસીમાં વિચાર કરી શકવાના છે? 'હું ઓળખતો નથી.' 'મેં જોઈ નથી' 'અમારો મેળ ન ખાય તો?' Non sense આ બેવકૂફીથી જ આપણું પતન થઇ રહ્યું છે.

હરરાય

સાચું પુછાવો તો અમે પણ તમારા આવ્યા પહેલાં એ જ વાત કરતાં હતાં.

નરૂકાકા

Really? ખરે? શું? કિતુ વિષે

હરરાય

ના, ના. છોકરાંના લગ્ન વિષે.

નરૂકાકા

What do you say? શું કહો છો? તે તમારે પણ કંઈ એવો કાગળ—આગળ આવ્યો છે કે શું?

હરરાય

એક અઠવાડિયા પહેલાં જ. અને તે પણ બંને છોકરાં માટે.

નરૂકાકા

By Jove! સાચે જ? હરભાઈ, ઝંપલાવો. અને તમારાં તો છોકરાં પણ Docile વિવેકી છે. મારાં ગાંડા માફક 'આમ માનું છું અને તેમ' એવું નહિ Light hearted, લહેરી.

હરરાય

હા, પણ હું તો એમને પૂછવાનો છું અને એ લોકો

કબૂલ થાય એટલે પછી આગળ પગલું ભરવાનો છું.

નરૂકાકા

એટલે એમ કહોની કે તમે The Usual farce જે તૂત ચાલ્યું છે તે કરશો ?

હરરાય

( ન સમજ્યા હોય તેમ ) હું સમજ્યો નહિ, તૂત શું ?

નરૂકાકા

કેમ ? છોકરી છોકરાને જુવે અને Vice versa છોકરો છોકરીને જુએ. પાંચ મિનિટ બેસે, વાતચીત કરે અને પછી O. K. ચાલ્યું.

હરરાય

પણ એમ જ હોય ને ? એ લોકો એકબીજાને જુએ, વાતચીત કરે, અને વિચાર કરી લે કે એમને ફાવશે કે નહિ ?

નરૂકાકા

શું વાત કરો છો હરરાય ? Love at First sight જેમ કેટલાક લોકો જોતાંની સાથે પ્રેમમાં પડી જાય છે તેમ આપણે આ એક નવું Fad 'તૂત' ઊભું કર્યું છે, અને તે Understanding at first sight. મળતાંની સાથે મેળ મળી જાય.

હરરાય

પણ બીજો રસ્તો જ શું છે ? આપણે કંઈ જુનવાણી છીએ કે લાકડે માકડું વળગાડીએ ?

નરૂકાકા

કેમ બીજો રસ્તો શું છે ? Go the whole hog. કરોને પૂરેપૂરો સુધારો. લગ્ન એ છોકરાંની જ બાબત છે, એ

પૂછવા આવે તો સલાહ આપવી અને કરીને આવે તો આશીર્વાદ.

હરરાય

મૂર્ખી વાત ન કરો. આપણા લોકોમાં બધે એવું જ ચાલ્યું છે. બધા કંઈ મૂર્ખા હોય છે.

નરૂકાકા

જવા દો સાહેબ, Scratch a Hindu and he is orthodox બહારથી સુધારો પણ મૌલિક બાબતોમાં એના એ ! અહીં ને તહીં થોડાંક Modifications—ફેરફારો, કરો એટલું જ.

હરરાય

( સહેજ ચીડાઈને ) You are impossible, નીરૂભાઈ, તમે કંઈ સમજતા જ નથી. એક બાજુથી વાત કરો છો કે પૂછવું જ નહિ અને બીજી વખતે કહો છો કે આખી મજલ કાપો, એના કરતાં આ શું ખોટું ? છોકરાને લાગે આપણને પૂછ્યું, આપણી સલાહ—સૂચના પણ પરોક્ષ રીતે અપાય, અને બધું બરોબર ગોઠવાઈ જાય.

નરૂકાકા

( વાત આગળ ચલાવવી વ્યાજબી નથી એમ ધારીને ) તારા જેવાં કહ્યાગરાં છોકરાં હોત તો હું પણ કદાચ તારો રસ્તો જ લેત. ચાલો ત્યારે રિતાબહેન, આજ તો Serious ગંભીર વાતચીત થઈ ગઈ.

રિતાબહેન

બેસોને, છોકરાંને બોલાવીએ.

નરૂકાકા

પણ In my presence મારી હાજરીમાં તેઓ શરમાશે.

હરરાય

ના રે ના, એ લોકો તો એટલાં બધાં એમના તાનમાં મસ્તાન છે કે આ બધી વસ્તુઓ ઉપર ગંભીરતાથી વિચાર જ નહિ કરે ને.

રિતાબહેન

અરે પતુ, પલુ, આમ આવો ને.

[ 'એ આવી.' 'એ આવ્યો 'ની બૂમ—પડદો ]

## પ્રવેશ ત્રીજો

[ પલ્લવી અને પ્રતાપ વચલી રૂમની બાજુની લૉબીમાં ભેગાં થઈ જાય છે ]

પ્રતાપ

પલુડી, તું તો મૂર્ખી છે, પણ મારે તને જ પૂછવું પડે છે!

પલ્લવી

તે ના પૂછીશ, તું બહુ ડાહ્યો હોય તો.

પ્રતાપ

જો, મા બોલાવે છે એટલે ઝટપટ નક્કી કરી લેવાનું છે.

પલ્લવી

તે કર.

પ્રતાપ

પણ તું બરાબર વાત કરે ત્યારે ને ?

પલ્લવી

ત્યારે કહે કે હું મૂર્ખી નથી.

પ્રતાપ

તું મૂર્ખી નથી.

પલ્લવી

માર તારા ગાલ ઉપર તમાચો.

પ્રતાપ

લે ભાઈ (પોતાના ગાલ ઉપર તમાચો મારે છે. પલ્લવી હસે છે,) બસ. થઈ ખુશી. હવે બોલ, શું કરવું છે ?

પલ્લવી

જોયાં વિના કશું નહિ.

પ્રતાપ

પણ મને એક વિચાર આવે છે.

પલ્લવી

શો ?

પ્રતાપ

જોવા આપણે બંન્ને સાથે જઈએ ? તારી સાથે હું અને મારી સાથે તું.

પલ્લવી

(આશ્ચર્યથી) સાથે ? અરે એવું તે બને ? હજુ સુધી કોઈએ એવું કર્યું છે તે ? છોકરીથી જોવા જવાય ?

પ્રતાપ

એટલો સુધારો. અને પપ્પા માનશે પણ ખરા. નહિ તો, યાર, એવી શરમ આવશે કે તું ય નહિ બોલી શકે અને હું પણ.

પલ્લવી

કબૂલ.

[ પાછી બૂમ સંભળાય છે, આ વખતે હરરાયની. 'પલુ બેટા, આવ્યાં કે ?' બંને છોકરાં આવી પહોંચે છે. ]

નરૂકાકા

કેમ હરામખોરો ? ક્યાં જતાં રહ્યાં હતાં ? આખો

દિવસ વાંચ વાંચ, Book-worms ! ( પ્રતાપ ને પલ્લવી સાથે હસે છે. )

હરરાય

ત્યારે બેટા, આપણે પેલી વાત આગળ ચલાવીએ ?

[ બંને નરૂકાકા સામે જુવે છે ]

નરૂકાકા

હું બધું જાણું છું. Go ahead ઝંપલાવો.

પ્રતાપ

પણ પપ્પા ?

હરરાય

શું છે બેટા ? જે કહેવું હોય તે કહે.

પ્રતાપ

હું હજી બી.એ. નથી થયો ને ?

હરરાય

તે તું એમ માને છે કે હું તને અત્યારે પરણાવી દેવાનો છું ? અત્યારે તો જોઈને નક્કી જ કરી રાખવાનું. લગ્ન તો તું બી.એ. થાય, અને પલ્લવી પણ ભણી રહે પછી.

પલ્લવી

( એકદમ ઉત્સાહથી ) હું પણ બી.એ. થઈશ !

પ્રતાપ

થઈ રહ્યાં બાપ. આ પરીક્ષામાંથી જ નીકળવાનાં સાંસા અને બી.એ.ની વાતો !

પલ્લવી

અરે, પાસ થઈશ એટલું જ નહિ પણ Class લાવીશ.

પ્રતાપ

લાવ્યાં તમે કલાસ. પાસ થાઓ એટલું જ બસ છે.

પલ્લવી

અને સ્કોલરશીપ પણ.

પ્રતાપ

રહેવા દેને હવે. એ તો હું જાણું છું ને બ્હેન કેટલા પાણીમાં છે તે!

હરરાય

(પલ્લવીને થાબડતાં થાબડતાં) મારી દીકરી તો બહુ જ હોંશિયાર છે!

પલ્લવી

કેમ? લે (પાછી અંગુઠો બતાવે છે). તને કોઈ હોશિયાર કહે છે?

રિતાબ્હેન

પાછું આ લોકોએ તો લડવા માંડ્યું. નરૂભાઈ, કહો ને કંઈ!

નરૂભાઈ

રિતાબ્હેન, it is psychological. એ એમનું વહાલ એ રીતે વ્યક્ત કરે છે.

રિતાબહેન

શું કપાળ Psychological. એમને કહીએ તો એ પણ એમ જ કહેવાના. મારે પણ ભાઈ હતો. અને એકનો એક. હું તો કંઈ આમ આખો દિવસ નહોતી ઝગડતી.

હરરાય

આપણા નાનપણમાં ઊર્મિઓ કચડવામાં આવતી. એમને ખીલવાનો અવકાશ જ કોણ આપતું હતું?

નરૂભાઈ

Repression. બધું દબાતે દબાતે જ ઊંચે આવતું!

રિતાબહેન

આપણે એમાં કાંઈ ન સમજીએ. મને તો આ છોકરીની ચિંતા થાય છે.

પલ્લવી

( હસતાં હસતાં ) મને કંઈ જ થવાનું નથી. અત્યાર સુધી ગયાં એમ બધાં જ વર્ષો આનંદમાં જવાનાં છે.

પ્રતાપ

છે કંઈ? નાગો ન્હાય શું અને નીચોવે શું ? એને તો કંઈ પડી જ નથી.

પલ્લવી

અને તને ? પેલું કહી દઉં કે ? અ....મે....

પ્રતાપ

( મારવા દોડે છે ) જો પલુ, ખરી વાત કહું છું.

હરરાય

ચાલો ત્યારે, બોલ દીકરા, આ પરીક્ષા પછી ઉનાળાની રજાઓમાં ગોઠવીએ ને ?

પ્રતાપ

હા. ( પલ્લવી સામું જુવે છે. )

પલ્લવી

પણ પપ્પા, એક શરત.

હરરાય

શી બેટા ? ( બધાં આશ્ચર્યથી તેના સામું જોઈ રહે છે. )

પલ્લવી

જોવા હું અને પ્રતાપ સાથે જઈશું.

હરરાય–રિતાબહેન ( સાથે )

એટલે ?

પલ્લવી

એટલે એમ કે પ્રતાપને જવાનું થાય ત્યાં હું એની સાથે જોવા જાઉં, અને પતુ મારી સાથે આવે.

રિતાબ્હેન

ગાંડી જ છે ને ? તારાથી તે કંઈ જોવા જોવાય ? આવું તે કંયાય સાંભળ્યું છે ? કંઈ કંઈ તુક્કા ઊભા કર્યા કરે છે !

હરરાય

પતુ, તારો શો વિચાર છે ?

પ્રતાપ

પલ્લવી બરોબર કહે છે, પપ્પા. તો જ ઠીક પડશે.

રિતાબ્હેન

પ્રતાપ, તું પણ હા કહે છે ? એ તો પગલી છે.

હરરાય

હશે હવે. એટલો સુધારો કરીએ. આ એક બાબતમાં બંને સંમત થયાં એટલું ઓછું છે ? (હસે છે). કબૂલ, બેટા.

[ 'હરૂકાકા, પપ્પા છે કે ?'ની બૂમ સંભળાય છે. અને ૨૨-૨૩ વર્ષનો સુદૃઢ બાંધાનો અને સુંદર અનિકેત દાખલ થાય છે. બધાંને જોઈ, હરરાય-રિતાબહેનને પ્રણામ કરી પછી નરૂકાકાને 'પપ્પાજી, પેલા ઘેલુકાકા આવ્યા છે અને તમને બોલાવે છે' કહી ઊભો રહે છે. ]

હરરાય

બેસને, કિતુ.

[ પલ્લવી, પ્રતાપ 'કેમ કિતુભાઈ ?' પૂછે છે અને રિતાબહેન હસીને એને બેસાડે છે. ]

નરૂકાકા

જઈએ છીએ. બેસને થોડી વાર.

અનિકેત

પણ એમને અગત્યનું કામ છે.

નરૂકાકા

અરે સાંભળ તો ખરો. આ પલ્લવી અને પ્રતાપ Marriageનો I mean લગ્નનો વિચાર કરે છે.

રિતાબહેન

તે કિતુ પણ કરશે. એમાં છે શું ? બધાંને વહેલો મોડો એ વિચાર કર્યા વિના છૂટકો છે ?

અનિકેત

ત્યારે હું જાઉં રિતાકાકી ? પપ્પાજી, તમે આવી પહોંચો.

[ કિતુ જાય છે. નરૂભાઈ પણ ઊઠે છે ]

નરૂકાકા

( ઊભા થતાં થતાં ) હરરાય, આ છોકરાને જોઈ પેલું પ્રભાતીઉં, મેં, આપણે કોલેજમાં હતા ત્યારે, બનાવ્યું હતું તે યાદ આવી જાય છે. એકાદ દિવસ કોઇ એને સંભળાવે તો ઠીક.

હરરાય

કયું ?

નરૂકાકા

કેમ ? પેલું 'ડફ્ફર–સફ્ફર' કાવ્ય.

હરરાય

( થોડીવાર યાદ કરીને ) હા, હા. સરસ છે. તમે જ થવા દો.

[ પ્રતાપ પલ્લવી ચાલ્યાં જાય છે. રિતાબ્હેન પણ ઊઠે છે. એટલે નરૂકાકા પાછા બેસી જાય છે અને ગાય છે. ]

ઓ અલ્યા 'ડફર' તું 'સફર' શાને કરે ?
અફળ થાશે સફળ જીવન તારું;
'વાઇફ'ની 'લાઇફ' સુધી રાહ જોયા કર્યે,
શક્તિ, અનુરક્તિ સૌ થાશે ખારું.
'લર્ન' કરી 'અર્ન' કરતા અતિ ખંતથી
ગંગલી રંગલી લેઈ બેઠા;
'હાર્ટ'ના 'પાર્ટ'ને ટેકથી અવગણી.
કાયની માયમાં શાંત બેઠા.
'પ્રેક્ટિકો—ટ્રેક્ટિકલ' એવા મનુજો તણા
દાખલા, આખલા સઘ શોધી;
'મિક્સ' થઈ કોઈ રમણી સહ 'ફિક્સ' કર
હામ ધરી કામ લે હૃદય રોધી.
'સ્ટવ' સળગી રહ્યો અંતરે 'લવ' તણો
'પંપ' પર 'પંપ' દે, છો તૂટે તે;
ભૂલી જા 'વેઈટ' થાવાનું છે 'ફેઈટમાં'
લગ્ન કરી ભગ્ન કર વિઘ્ન જે જે.

**નરૂભાઈ**

સાળું હજુ પણ કેવું Meaningful અર્થવાળું લાગે છે ?

[ બંને હસે છે. પડદો પડે છે. ]

# અંક બીજો

## પ્રવેશ પહેલો

[ એક સ્વચ્છ ઓરડામાં એક ખુરશી અને એક ટેબલ ગોઠવેલાં છે. બાજુમાં બે ત્રણ મુડા પડેલા છે. ટેબલ ઉપર એક ઘડિયાળનો ડબ્બો અને તારીખીઉં છે, અને એક ઉઘાડી 'ડાયરી' પડી છે. સામે ભીંત ઉપર સુભાષબાબુની છબી ટીંગાવેલી છે. કંઈક ગંભીર ભાવ ધારણ કરીને પલ્લવી અને પ્રતાપ દાખલ થાય છે. ઓરડામાં કોઈને ન દેખતાં સીધાં ટેબલ પાસે જાય છે. ઉઘાડી ડાયરી જોઈને, પલ્લવી, હાથમાં લઈ એકદમ વાંચવા માંડે છે. ]

**પલ્લવી**

( વાંચતાં વાંચતાં ) જોતો ખરો, પ્રતાપ. આ કિતુભાઈ નરૂકાકાથી દરેક બાબતમાં કેટલા જુદા છે! કેવું લખ્યું છે! વાંચ તો ખરો. ( ડાયરી આપે છે )

**પ્રતાપ**

( ડાયરી લીધા વિના જ ) શું છે એવું બધું? તું જ વાંચને. વાંચતાં તો આવડશે ને? ( હસે છે )

પલ્લવી

તો તો તું જ વાંચ.

[ ડાયરી આપી દઈને એક મુડા ઉપર બેસી જાય છે. ]

પ્રતાપ

[ ડાયરી ઉપર નજર ફેરવી જઇને ]

આ તો બધી ગંભીર બાબત છે, હું તો કંઈ નથી વાંચતો. ( ડાયરી મૂકી દે છે. )

પલ્લવી

( તેને ડાયરી આપતાં ) વાંચ તો ખરો. જાણે બધું આપણા ઉપર જ લખ્યું છે ! ( પ્રતાપ થોડો વધારે રસ લે છે અને વાંચે છે. ) મોટેથી વાંચને. મારો ભાઈ નહિ ?

પ્રતાપ

ચાલ, ચાલ, હવે પટુડી ! અત્યારે ભાઈ ભાઈ અને પછી ?

પલ્લવી

( લાડતાં લાડતાં ) પછી તું જે કહીશ તે બધું જ કરીશ. બસ. વાંચ જો મોટેથી.

પ્રતાપ

[ મોટેથી વાંચે છે ]

'મેં ઉત્સાહ ટકાવી રાખવાનો અત્યાર પહેલાં ઘણો પ્રયાસ કર્યો છે, અને હું તદ્દન નાસીપાસ નથી થયો પણ **कर्मसातत्य** જે મારું ધ્યેય છે, તે તો હજુ ઘણું દૂર છે, પણ શું થાય ? મારા સંજોગો હું નથી જ બદલી શકતો ! આવી સ્થિતિ ઊભી થાય છે ત્યારે, કરવા જેવું કંઈક ન કરતો હોઉં એવો ભાવ મારા મનમાં ઊઠે છે '—

પલ્લવી

(વચમાં બોલી ઊઠે છે) હું કહેતી 'તીને? આપણી બાબતનો જ વિચાર કરે છે. ચાલ, ચાલ, પ્રતાપ, જતાં રહીએ, હમણાં આવી પહોંચશે. (મુડા ઉપરથી ઊભી થઈ જાય છે.)

પ્રતાપ

(ડાયરીમાં મોં રાખીને જ) એમાં શરમાવાનું શું? જે કામે આવ્યાં છીએ તે પૂરું કરીને જ જઈશું,

[ધીમેથી રસપૂર્વક વાંચવાનું શરૂ કરે છે]

પલ્લવી

વાંચ ને મોટેથી.

[પાછી બેસી જાય છે.
પ્રતાપ ડાયરી વાંચે છે.]

'સેવાનું જીવન હાલમાં હું ગાળી શકું એમ નથી. મારા સંજોગો અનુકૂળ નથી માટે, અને હજુ એ વસ્તુ મારી બુદ્ધિમાં પૂરેપૂરી ઊતરતી નથી માટે, મારે તો સારી રીતે જીવવું છે, અને બીજાને—જેને જરૂર હોય તેને—

[પ્રતાપ પલ્લવી સામું જુવે છે.
પલ્લવી ડોકું હલાવે છે.]

"—ઉપયોગી થઈ શકાય તેવું થવું છે. દુઃખી તપ્ત હૃદયો, જે મારા સહવાસમાં આવે તેમને શાંત કરવાં છે. મારા જીવનને સોળે કળાએ ખીલવવું છે. શરીરને સશક્ત અને કાર્યક્ષમ રાખવું છે, મનને ઉન્નત અને ઉત્સાહી રાખવું છે અને બુદ્ધિને તીવ્ર અને એકાગ્ર રાખવી છે. વળી—

[અહીં અનિકેતનો અવાજ સંભળાય છે.
'હા, હા, મને ખબર છે,' પતુ અને પલ્લવી

આવ્યાં છે તે. હું મારી રૂમમાં જ જાઉં છું.'
પલ્લવી પોતાને સ્થાને બેઠેલી જ રહે છે, પ્રતાપ,
ડાયરી જેમ હતી તેમ ટેબલ ઉપર મૂકી દઈને
એક બીજા મુડા ઉપર બેસી જાય છે. અનિકેત
દાખલ થાય છે.]

અનિકેત

અહો! કેમ પ્રતાપ, કેમ પલ્લવી, તમે લોકો ક્યાંથી ?

[ એક ખુરશી ખેંચીને બેસે છે. ]
પ્રતાપ પલ્લવી સામું અને પલ્લવી
પ્રતાપ સામું ઝડપથી જોઈ લે છે. ]

પલ્લવી

એ તો થોડુંક કામ હતું એટલે આવ્યાં છીએ.

અનિકેત

શું કામ હતું ?....પણ તમે તો કંઈ પરણી જવાનું નક્કી કરી દીધું છે ને ! બહુ મોટાં થઈ ગયાં ?

પ્રતાપ

ના, ના, કોણે કહ્યું ? પરણવાનું તો ભણી રહ્યા પછી જ.

પલ્લવી

ભણતાં ભણતાં પરણી જઈએ તો તો આટલા દિવસ તમારી સાથે વાતો અને ચર્ચાઓ કરી, તે નકામી જ જાય ને ? (હસે છે.)

અનિકેત

(વિચારમાં પડી જઈને.) ત્યારે તે દિવસે હું આવ્યો ત્યારે પપા અને હરૂકાકા કહેતા હતા ને ?

**પલ્લવી**

એ તો આ રજાઓમાં અમારે જોવા જવાનું છે.

**અનિકેત**

કોને ?

**પલ્લવી**

પ્રતાપને જેની સાથે પરણવાનું છે તેને, અને મારે જેની સાથે પરણવાનું છે તેને ( હસે છે. )

[ પ્રતાપ પ્રશંસાયુક્ત નજરે પલ્લવી સામું જોઈ રહે છે. ]

**અનિકેત**

( સ્મિતપૂર્વક ) એટલે interview માટે જવાનું છે એમ કહે ને ! નોકરી પહેલાં જેમ લેવાય છે તેમ.

**પ્રતાપ**

એવું તો નહિ. પણ મા અને પપા કહે છે કે એ સંબંધી વિચાર કરવાનું શરૂ કરો તો સારું. એટલે અમે હા પાડી.

**અનિકેત**

( ગંભીરતાથી ) પણ એમ ન કહી શકાયું કે એ તો અમારો વિષય છે, અમને જ્યારે જરૂર જણાશે ત્યારે વિચાર શરૂ કરીશું ?

**પલ્લવી**

પપાને એવું તો કહેવાય કે ? એમને એમ ન લાગે કે જોયું, આ છોકરાંને ભણાવ્યાં એ જ ખોટું કર્યું.

**અનિકેત**

ભલે એમ લાગે. તમે તમારા બીજા વર્તનથી સાબિત

કરી આપજો કે ભણ્યાં છો એટલે વધારે સારાં થયાં છો.

[ પ્રતાપ સામું જુવે છે ]

**પ્રતાપ**

પણ કિતુભાઈ, સાચું કહું ? આ બાબતમાં અમે તમારા જેટલાં ગંભીર છીએ જ નહિ. અમે તો વિચાર્યું " પપા-અમિ કહે છે તો જોવા જઈએ, બીજું બધું આગળ ઉપર થઈ પડશે. "

[ પલ્લવી સામું જુવે છે. અનિકેતુ ગંભીર થઇને નીચું જોઇને થોડીવાર બેસે છે. પ્રતાપ પલ્લવી પણ થોડીવાર બેસી રહે છે. ]

**પલ્લવી**

કિતુભાઈ, અમારે જ્યાં જવાનું છે ત્યાં શું કરવું એ સંબંધમાં પૂછવા આવ્યાં છીએ. આ ઉનાળાની રજાઓમાં જ જવાનું છે.

**અનિકેત**

( નીચું જોઈ રહીને જ જવાબ આપે છે. ) અમિ–પપાને જ પૂછવું'તું ને !

**પલ્લવી**

એમને તે પૂછાતું હશે ? તમને તો નાનપણથી આવું બધું પૂછીએ જ છીએ, એટલે મેંજ પ્રતાપને કહ્યું, ' ચાલ, કિતુભાઈ આગળ બધી વાત કરીએ. '

**અનિકેત**

( સ્વસ્થ થઈ જાય છે. અને ઊંચું જોઈને સસ્મિત બોલે છે ). All right. બોલો, શું પૂછવું છે, )

[ પાછાં પ્રતાપ–પલ્લવી એક–બીજા સામું જુવે છે. આખરે પલ્લવી હિંમત કરે છે ]

પલ્લવી

અમે મળવા જઈએ ત્યાં શું જોવું ?

અનિકેત

( હસતાં હસતાં ) કેમ ? તારે વર અને પ્રતાપે વહુ.

[ બધાં હસી પડે છે ]

પલ્લવી

એમ નહિ. પણ વરમાં શું અને વહુમાં શું જોવું ?

અનિકેત

જોવાનું શું ? મોં વળી. મોં સારું રૂપાળું હોય એટલે બસ.

પ્રતાપ

પણ કંઈ સવાલ તો પૂછવા પડેને ?

પ્રતાપ

( હસીને ) હા. હા. પૂછજોને. શું ભણો છો ? શેનો શોખ છે ?

પલ્લવ

વરને અને વહુને બંનેને એકજ જાતના સવાલ ?

અનિકેત

પણ તમે તો જુદે જુદે ઠેકાણે મળશોને ?

પલ્લવી

હા. પણ મળતી વખતે બંને ઠેકાણે, અમે બંને સાથે હોઈશું.

અનિકેત

એમ કે ? ઠીક ભાઈ !

પલ્લવી

આટલું પૂછતાં તો ચાર પાંચ મિનિટ લાગે. અમારે ૧૦–૧૫ મિનિટ તો બેસવું પડેને, બીજું શું પૂછીએ ?

અનિકેત

પૂછજોને કે ગાતાં આવડે છે ? નાચતાં આવડે છે ?

પલ્લવી

( આશ્ચર્યથી ) બંને ઠેકાણે ?

અનિકેત

હો.......કલા તો સર્વભોગ્ય છે ને ?

પ્રતાપ

પછી આપણને ગાવાનું કહે તો ?

અનિકેત

તો ગાવાનું.

પલ્લવી

અને નાચવાનું કહે તો ?

અનિકેત

તો નાચવાનું.

પ્રતાપ

મને ગાતાં બરોબર ક્યાં આવડે છે ?

પલ્લવી

અને મને નાચતાં ?

અનિકેત

એ તો આનાકાની કરવાની. વળી તમને કહે તે પહેલાં તમારે એમને કહેવાનું અને એ જેમ કરે તેમ તમારે કરવાનું.

પલ્લવી

[ જમણો હાથ ડાબા હાથમાં
પછાડીને હસતે હસતે ]

હું તો મારા to be વરને કહીશ કે નાચો, અને એ નાચશે તો હું પણ નાચીશ....

[ પેલા બંને હસી પડે છે. ]

આ બિચારા પતુના ભોગ લાગવાના છે ! હું એની to be વહુને કહીશ. 'ગાઓ' એ ગાશે એટલે એ પતુને કહેશે. 'તમે 'ગાઓ' અને પતુભાઈ ગાય એટલે જોઈ લો મઝા !

અનિકેત

[ ગંભીર ભાવ ધારણ કરતો જાય છે ]

અમસ્થી પ્રતાપને વગોવે છે, પ્રતાપ સરસ ગાય છે. વારુ, હવે કંઈ પૂછવું છે ? નહિ તો પછી ચા બા પીએ ?

પલ્લવી

પણ સ્વભાવ-બભાવનું શું ? એની શી રીતે ખબર પડશે ?

અનિકેત

( હળવા કટાક્ષ સાથે ) એ તો બધું થઈ પડશે આગળ ઉપર.

પ્રતાપ

(ગંભીરતાથી) અને ideologies. એનો મેળ ન મળે તો ?

અનિકેત

એક જ વખતમાં બધી ખબર કંઈ પડી જાય ? અને તું આટલો બધો ગંભીર કેમ થઈ જાય છે ? એ તો થઈ પડશે આગળ ઉપર.

[ કિશુ હસે છે. ]

પલ્લવી

(લાડતી લાડતી) કિતુભાઈ, આજે તમે દરરોજની જેમ ગમ્મત નથી કરાવતા. ઉત્તર પણ જાણે મોટા દાદાજી આપતા હોય એમ અતિશય ગંભીર થઈને આપો છો!

અનિકેત

(અવાજમાં દર્દ સાથે) શું થાય પલ્લવી? લગ્ન એ એવો ગંભીર વિષય છે! પણ આપણે ત્યાં તો એ ગંભીરતા પછી જ સમજાય છે. અને પરિણામે?

પલ્લવી

એવું કંઈ બધે જ થોડું થાય છે? આ અમ્મી અને પપ્પા, જુઓને? નરૂકાકા પણ કેવા લહેરમાં રહે છે? તમે આ બાબતમાં સહેજ વધારે પડતા Pessimistic લાગો છો.

પ્રતાપ

(એકદમ સામે જોઈને, હસતાં હસતાં) અરે વાહ! કંઈ અંગ્રેજીમાં બોલ્યો ને! Try Gujarati. કંઇ બાફશો નહિ તો!

પલ્લવી

લે રાખ હવે. હું તો એક શબ્દ પણ બોલી. તારી જેમ છે? જીભ જ જાણે સિવાઈ જાય છે! ભાભી આગળ શેમાં બોલીશ? મને લાગે છે અંગ્રેજીમાં જ હાંકયે રાખજે. વટ પડશે.

[અનિકેત હસી પડે છે. પલ્લવી પણ હસે છે]

પ્રતાપ

હું પણ તારી સાથે જ હઈશને? વાત શરૂ થશે તે પહેલાં જ જાહેર કરી દઈશ. 'સાવ ડબ્બી છે, જે પરણશે તેના ભોગ લાગવાના છે.'

[ બધાં હસે છે. એટલામાં એક છોકરો ચાની ટ્રે લઇ ને આવે છે. બધાં ટેબલની આજુબાજુ ગોઠવાઈ જાય છે. અને ચા પીવાનું શરૂ કરે છે.]

**અનિકેત**

ક્યારે મળવા જવાનાં છો ?

**પ્રતાપ**

આ રજાઓમાં.

**પલ્લવી**

હેં કિતુભાઈ, નરૂકાકા તો તમારા માટે પણ વાત કરતા હતાને ! હા પાડી દો ને અમારી જેમ.

**અનિકેત**

એજ મુશ્કેલી છે ને ?

**પલ્લવી**

ત્યારે ક્યાં સુધી કુંવારા રહેશો ?

**અનિકેત**

જ્યાં સુધી પરણવાની જરૂર નહિ લાગે ત્યાં સુધી.

**પ્રતાપ**

પણ જરૂર લાગશે ત્યારે કોઈ લાયક હશે નહિ તો ?

**અનિકેત**

એવું બને જ નહિ ને.

**પલ્લવી**

નાતમાં ગણ્યાંગાંઠયાં ઘર છે અને તમે 'એવું બને જ નહિ ને' કહો તે કેમ મનાય ?

**અનિકેત**

( ચાનો પ્યાલો ટેબલ ઉપર મૂકીને ) તું ભૂલે છે. પલ્લવી, મારી જ્ઞાતિ તો સમસ્ત માનવજાતિ છે. અને ત્યાં કદી ખોટ પડવાની જ નથી.

[ અનિકેત એકદમ ઊભો થઈ જાય છે; અને ઓરડામાં એક બે આંટા મારી, સુભાષબાબુની છબી સામે તાકીને ઊભો રહે છે. પ્રતાપને પલ્લવી પણ ચા પૂરી કરીને ઊઠે છે. બંને અનિકેત સામું આશ્ચર્યથી જોઇ રહે છે. ]
[ પલ્લવી અનિકેતની છેક પાછળ જઈને ]

પલ્લવી

ત્યારે જઈએ ? કિતુભાઈ.

અનિકેત

( ઊંડા વિચારમાંથી જાગતો હોય તેમ એકદમ ચમકીને પાછો ફરે છે ) કેમ બસ ! હવે કયારે આવશો ? ( થોડીવાર રહીને ઉમેરે છે ) આવા ગંભીર કામે ન આવતાં હોં કે. ( હસવાનો પ્રયત્ન કરે છે. )

પ્રતાપ-પલ્લવી

સાહેબજી, કિતુભાઈ. જય હિન્દ.

[ ચાલ્યાં જાય છે. અનિકેત થોડીવાર એ લોકો ગયાં તે દિશામાં અનિમેષ નયને જોઈ રહે છે. પછી નીચું જોઈ ને, ધીમે ધીમે એકબે આંટા મારે છે.]

અનિકેત

[ સ્વગત બોલે છે ]

આવાં તો કેટલાંય સુંદર કિશોર-કિશોરીઓ હસતાં હસતાં જીવન શરૂ કરે છે અને રોઈ રોઈને પૂરું કરે છે! આ પલ્લવી, કેટલી સરસ છોકરી છે !

[ એક બે આંટા મારે છે અને ચાલ્યો જાય છે. પડદો પડે છે. ]

## પ્રવેશ બીજો

[ વ્યંકટભાઈ બહુ પાતળા છે અને તેમનાં પત્ની તનુમતીબહેન ખૂબ જ જાડાં છે. આજથી ૨૫ વર્ષ પહેલાં, તેઓ જ્યારે પરણ્યાં ત્યારે વ્યંકટભાઈ અત્યાર કરતાં ૪ શેર વધારે હતા, જ્યારે તનુમતી બહેન ૪૦ શેર ઓછાં હતાં. બંનેએ જીવનગાડું ઠીકઠીક હંકાર્યે રાખ્યું છે. બંનેના સામાન્ય રસનું પાત્ર તેમનો એકનો એક પુત્ર ગૌતમ છે. સારાં કપડાં પહેરવાં, સિનેમા જોવા, નટનટીઓ અને બીજાં ઓળખીતાં સ્ત્રી-પુરુષો વિશે વાતો કરવી અને ખાવાસૂવા ઘેર આવવું: એ ગૌતમનો જીવનક્રમ છે. માબાપને એની કેટલીક રીતરસમ નથી ગમતી, પણ 'આજકાલનાં છોકરાંને કંઈ કહેવાય નહિ' એમ માનતાં હતાં માટે, અને એક જ સંતાન ઉપર ઢલવાઈ ગયેલા બધા વહાલથી તેઓ મૂંગાં રહેતાં.

જ્યારે ગૌતમ બી. એ.માં આવ્યો ત્યારે તનુબહેને 'હવે આનું કરી નાખવું જોઈએ' એવો પ્રસ્તાવ રજૂ કર્યો, અને વ્યંકટભાઈએ

તરત જ પોતાની ઇચ્છા દર્શાવતો કાગળ પોતાના જૂના મિત્ર હરરાયને લખ્યો. હરરાયનો ઉત્તર, 'મારી પુત્રી ચિ. પલ્લવી માટે જ હું તમને લખવાનો હતો' એમ આવ્યો ત્યારે દંપતી ખુશ થયાં અને પોતાની સંમતિ દર્શાવતો પત્ર પણ લખી દીધો. પણ બીજા કાગળમાં જ્યારે હરરાયે લખ્યું, 'જોવા મળવા ચિ. પલ્લવી ત્યાં આવશે અને ચિ. પ્રતાપ પણ તેની સાથે જ આવશે.' ત્યારે બંનેને ઘણું આશ્ચર્ય થયું. તનુબહેન તો આ મુદ્દા ઉપર ના લખી દેવાના મતનાં પણ થઇ ગયાં. પણ 'હરરાય પાસે પૈસો છે અને એક જ છોકરી છે, એટલે ના પાડવા જેવું નથી' એમ જ્યારે વ્યંકટભાઈએ કહ્યું ત્યારે એમણે બંનેને સાથે આવવા દેવાનું કબૂલ કર્યું, અને 'હજુ શા શા સુધારા થશે?' એનો પ્રશ્ન પણ છણકા સાથે મોટેથી પૂછી લીધો!

આજે પ્રતાપ પલ્લવી જોવામળવા આવવાનાં હતાં. વ્યંકટભાઈ પાટ ઉપર અને તનુમતી કપડાની આરામખુરશીમાં લંબાયલાં નજરે પડે છે.]

**વ્યંકટરાય**

પેલો ગાંડીઓ ક્યાં ઉપડ્યો છે?

**તનુમતી**

શી ખબર? મેં તો એને સવારનું કહી રાખ્યું છે, કે

આજે પાંચ વાગે તૈયાર થઈને ઘરમાં રહે.

વ્યંકટરાય

( ચિડાઈ જઈને ) બોલાવવો તો પડશે ને ? પેલાં તો હમણાં આવી પહોંચશે.

તનુમતી

ક્યાં ગયો હશે ?

[ તનુમતી મહેનતપૂર્વક ઊઠીને બહાર જાય છે અને પાછાં આવીને એટલા જ શ્રમપૂર્વક બેસે છે ]

વ્યંકટરાય

( કંટાળીને ) શું કરી આવ્યાં ?

તનુમતી

મોકલી છે નારંગીને. પેલા મહેશને ઘેર જ હશે.

વ્યંકટરાય

તમે કંઈ કહ્યું છે ? વાતચીત બરાબર કરે. છોકરી તો સાંભળવા મુજબ બહુ ચબરાક છે.

તનુમતી

એક ઘડી પણ બેસે ત્યારે ને ? વળી આજકાલનાં છોકરાં. કંઇ કહીએ તો મોં બગાડે ?

વ્યંકટરાય

કંઈ નહિ. નસીબ ! એકનો એક છે એટલે આપણે પણ લાડ લડાવવામાં કમીના નથી રાખી.

[ નિસાસો નાખે છે અને થોડીવાર બન્ને શાન્ત બેસી રહે છે. એટલામાં બહાર વાતોનો અવાજ સંભળાય છે. પલ્લવી અને પ્રતાપ વાત કરતાં

આવે છે. બંનેએ સાદાં કપડાં પહેર્યાં છે અને ખૂબ ખુશમિજાજમાં દેખાય છે. ]

પલ્લવી

( બંનેને નમસ્તે કરીને ) કેમ વ્યકુકાકા. કેમ તનુ કાકી, મઝામાંને ?

તનુમતી

( ખુરશીમાં અઢેલ્યાં હતાં ત્યાંથી બેઠાં થઈ જઈને ) આવો, આવો. પલ્લવીને ? અને આ પ્રતાપ કે ? સાત વર્ષનો હતો ત્યારે જોયો'તો અને આને તો એથીય નાની !

પલ્લવી

પપા તો કહેતા'તા કે વ્યકુકાકા એમની સાથે ભણતા'તા, અને વ્યકુકાકા તો એમનાથી બહુ મોટા લાગે છે !

[ પ્રતાપ બેઠો હોય છે એ પાટ ઉપર બેસી જાય છે. ]

તનુમતી

એમનું શરીર ક્યાં બરોબર રહે છે ! ( પ્રતાપ સામું જોઈને ) તું....નહિ તો તારા કાકા પાસે બેસ.

પલ્લવી

( પ્રતાપ ઉઠવા જાય છે તેને રોકીને ) તનુકાકી. અમારે બંનેને સાથે જ બેસવા–ઉઠવાનું છે. અમ્મીએ એક ઘડી પણ છૂટા પડવાની ના પાડી છે.

તનુમતી

( આશ્ચર્યપૂર્વક પલ્લવી સામું અને પછી વ્યંકટરાય સામું જુવે છે ). તું કેટલું ભણી છે ?

પલ્લવી

આ વર્ષે ઇન્ટરની પરીક્ષામાં બેઠી છું.

પ્રતાપ

( ધીમેથી ) અને પાસ થવાની આશા રાખે છે. ( સ્મિત કરે છે. )

પલ્લવી

થઇશ જ.

વ્યંકટરાય

( ગંભીરતાથી ) પેપર અઘરાં હતાં કે શું ?

પ્રતાપ

' ના, ના. આ તો અમારાં...........

[ પલ્લવી એના સામું ગંભીરતાથી જુવે છે એટલે પ્રતાપ શાન્ત થઈ જાય છે. નારંગી આવીને કહી જાય છે. "ગૌમતભાઈ આવ્યા છે." ]

વ્યંકટરાય

( તનુમતીને સંબોધીને ) તમે એને અહીંઆં મોકલોને. અને આ લોકો માટે........

તનુમતી

( ઊભાં થતાં થતાં ) શું લઇશ, પ્રતાપ, ચા કે કૉફી ?

પલ્લવી

( હસીને ) મારો ભાઇ તો પાણી જ પીએ છે.

તનુમતી

( સસ્મિત ) અને તું ?

પલ્લવી

( હસતાં હસતાં ) હું તો બધું જ.

[ આછું સ્મિત કરતાં કરતાં તનુમતી અંદર ચાલ્યાં જાય છે. થોડીવાર બધાં બેસી રહે છે. પછી નારંગી પ્રવેશ કરે છે અને વ્યંકટભાઈ પાસે જઈને કહે છે, " મોટાભાઈ, બહેન બોલાવે છે.' વ્યકંટભાઈ ઊઠે છે અને પ્રતાપ તથા પલ્લવીને કહે છે, ' તમે બેસો, હમણાં જ ગૌતમ આવી પહોંચશે ' અને પછી અંદર ચાલ્યા જાય છે. ]

પ્રતાપ

હવે તારો વારો છે. પેલા મિસ્ટર આવ્યા સમજને ( હસે છે. )

પલ્લવી

( હસતાં હસતાં ) તે શું મને ખાઈ જશે ? પણ કાલે તું સાચવજે.

[ ગૌતમ ઉતાવળો ઉતાવળો ઓરડામાં દાખલ થાય છે. ગૌતમ લહેરી જુવાન છે. એણે વાળ સુંદર રીતે ઓળ્યા છે, અને પાટલુન અને ટેનિસ શર્ટ પહેર્યું છે. એની માતાએ ખાલી કરેલી ખુરશીમાં એ ઊભેથી બેસી જાય છે. ]

ગૌતમ

ઓહો હો હો હો હો ! કેમ છો ? કેમ છો ? પ્લેનમાં આવ્યાં કે ગાડીમાં ?

પલ્લવી

ગાડીમાં જ.

પ્રતાપ

[કોઈ નવી જાતનું પ્રાણી જોયું હોય એવા ભાવથી ગૌતમ સામું જોઈ રહે છે.]

તમે તો પ્લેનમાં જ આવજા કરતા હશો?

ગૌતમ

વિચાર છે. આ વખતે મુંબઈ જવાનો છું ત્યારે પ્લેનમાં જ. પપ્પાને પણ કહી દીધું છે. (એકદમ પલ્લવી સામું જોઈને) શું ભણો છો?

પલ્લવી

આ સાલમાં ઈન્ટરમાં બેઠી છું.

ગૌતમ

સિનેમા–બિનેમાનો શોખ ખરો કે નહિ?

પલ્લવી

જોઈએ કોઈ સારું Picture હોય તો.

ગૌતમ

આપણે તો અઠવાડિયામાં ત્રણ વખત.

[ખુરશીમાંથી એકાએક ઊભો થાય છે અને ફરવા માંડે છે, પછી કંઈ અગત્યની વસ્તુ યાદ આવી ગઈ હોય એમ બોલી ઉઠે છે]

પેલી રાધા તો પરણવાની છે!

પ્રતાપ

[કશું સમજ્યો નથી તો પણ જાણે ગૌતમને ચમાવતો હોય એવી રીતે એક વખત પલ્લવી સામું જોઈ લઈને]

એમ કે? કોની સાથે?

ગૌતમ

પેલા 'માસ્ટર ચંદ્ર' સાથે.

[ પાછો થોડીવાર ફરે છે ]

પેલી 'ચિટનિસ' તો આંધળી થઈ ગઈ !

પલ્લવી

( ખૂબ ધીમેથી બોલે છે. ) ત્યારે તો તમારે દોરવા જવું પડશે !

[ પલ્લવી અને પ્રતાપ થોડું હસે છે. ગૌતમ તો એની ધૂનમાં જ છે ]

ગૌતમ

અને પેલો સાયગલ, માળો ખૂબ કમાઈ ગયો ! From one hundred to ten thousand a month ! એની આગળ મોટા ગવર્નરનો પણ શો હિસાબ !

પલ્લવી

( ધીમેથી ) અને વાઈસરૉયનો ?

ગૌતમ

( ધ્યાન આપ્યા વગર જ ) છેલ્લે મુંબઈમાંથી પણ કેટલા પૈસા લઈ ગયો ! અને એની મરજી હોય તો જ ગાય, નહિ તો કહી દે, **अभी दिल नहि चाहता** !'

પ્રતાપ

તમે ભણી રહીને કઈ લાઈન લેવાના છો ?

ગૌતમ

( ખુરશીમાં બેસી જઈને ) કંઈ નક્કી નથી. પણ નોકરી તો નથી જ કરવી. હું તો સિનેમામાં પણ જાઉં.

પલ્લવી

ગાતાં આવડે છે ?

ગૌતમ

( લહેરથી ) શીખી લઈશું.

પલ્લવી

( હસતાં હસતાં ) અને નાચતાં ?

ગૌતમ

થોડું થોડું આવડે છે, એ પણ શીખી લઈશ.

પલ્લવી

( તોફાની રીતે હસીને ) થોડું નાચશો આજે ?

ગૌતમ

Oh yes, ( એકદમ ઉભો થઇ જાય છે. ) પણ મને દેશી રીતે નથી આવડતું. આપણે તો—

[ પગ વાંકાચૂકા મૂકીને એક બે પગલાં ભરે છે. પછી વચ્ચે ઊભો રહીને બોલે છે ]

There was a boy, who was very coy,
And coy the boy was he...
He went to town, a home to found,
And to love a good lassie...

[ પાછો એક બે આંટા મારે છે. પછી પલ્લવી સામે ઊભો રહી જાય છે. ]

હવે તમારે ગાવું પડશે.

પ્રતાપ

પલ્લવી એવું સરસ ગાય છે, એવું સરસ, કે....

[ પલ્લવી એને મારવા મુક્કો ઉગામે છે. ગૌતમ એનો હાથ પકડવા જાય છે. એટલામાં બારણામાં તનુબેન દેખાય છે. આ બધો દેખાવ જોઇને તેઓ દિંગ થઈ જાય છે. અને પાછાં વળી જાય છે. પછી અંદરથી બૂમ મારે છે. ]

ગૌતમ, ચા પીવા અંદર આવશો કે ?

ગૌતમ

(મોટેથી, ઉતાવળે ઉતાવળે) અહિં જ મોકલાવને. (પાછો પલ્લવી સામું જુવે છે) ચાલો, ગાઓ ત્યારે.

પલ્લવી

શું ગાઉં ? પતુ. પેલું રોટલીવાળું ગાઉં ? આપણે બનાવ્યું હતું તે ?

પ્રતાપ

હા. હા. એ જ ગા. મઝા પડશે.

પલ્લવી

(ગાય છે.)

મારી રોટલી રે (૨) ઘઉં જુવાર મકાઈની ! મારી—(૨)
કોઈ ફૂલે છે, કોઈ ફાટે છે, કોઈ તૂટી જળી જાય
કોઈ કદી કાચી રહી જાતી, કોઈ અધિક શેકાય—મારી (૨)
કોઈ લંબચોરસ, કોઈ સમચોરસ, કોઈ ગોળ બની જાય
કિનારી પરના વેલ કાંગરા દેખી દિલ હરખાય—મારી (૨)

[ આ વખતે નારંગી હાથમાં ચા—નાસ્તાની ટ્રે લઈ દાખલ થાય છે. અને ટેબલ ઉપર બધું ગોઠવવા માંડે છે. પલ્લવી અટકી જાય છે. ]

ગૌતમ

શાબાશ. તમારો અવાજ તો કાનનબાળા જેવો છે.

પ્રતાપ

તમેય શું મારા ભાઈ, આવી રીતે કાનનબાળાની કિંમત ઘટાડી નાખો છો?

ગૌતમ

(એ તરફ ધ્યાન આપ્યા વગર પલ્લવી સામું જોઈ રહીને) હવે પૂરું કરો ને.

પ્રતાપ

આ ચા–બા પી લઈએ, નહિ તો પછી પીવાશે નહિ.

[એકલો એકલો હસે છે.]

પલ્લવી

(ફરી શરૂ કરે છે)

રેશને ફેશન સઉ ટાળી, રોટલી વિધવિધની
કુલકા, લેંચી નાની મોટી, અલોપ સઉ થઈ ગઈ! મારી (૨)

[થોડીવાર શાંત રહી પછી
ગૌતમ સામે જોઈને]

તમારે હવે ગાવું પડશે.

ગૌતમ

તો તમારે નાચવું પડશે.

પલ્લવી

નાચીશ.

ગૌતમ

તો હું ગાઈશ. (ગાય છે)

दुःख के अब दिन बितत नाही (२)
सुख के दिन थे एक सपन हा...
अब दिन बितत नाही......
दुखके......

[ પૂરું કરીને પલ્લવી સામું જુવે છે. પલ્લવીના મુખ ઉપર પ્રશંસાનું હાસ્ય છે ]

પ્રતાપ

વાહ, વાહ, દેવદાસ! ( પલ્લવીને કાનમાં ) તારું નામ તો પલ્લવીને બદલે પારૂ રાખવું પડશે.

[ ફરીથી નારંગી દાખલ થાય છે અને ગૌતમની પાસે જઈ, કંઈ કહી, ચાનાં વાસણો ભેગાં કરે છે. ગૌતમ, ' હા, હા, હવે, પૂરું કરીએ છીએ ' એમ મોટેથી બોલીને પાછો પલ્લવીને કંઈ કહેવા જાય છે. એટલામાં વ્યંકટભાઈ અને તનુબહેન ધીમે રહીને પ્રવેશ કરે છે. ]

વ્યંકટભાઈ

કેમ છોકરાં, પૂરું કર્યું કે નહિ ?

[ પાટ ઉપર બેસે છે. અને તનુમતી પોતાની ખુરશીમાં બેસે છે ]

પલ્લવી

હાસ્તો, પરવારી ગયાં ને !

વ્યંકટભાઈ

કેમ ગૌતમ, તારાં નવાં મિત્રો કેવાં છે ?

ગૌતમ

બહુ સરસ. આ પલ્લવી ( તનુમતી ચમકે છે ) તો કાનનબાળા જેવું ગાય છે અને દેખાવમાં સુમતાઝશાન્તિ જેવી છે.

તનુમતી

( પ્રતાપ પલ્લવી સામું જોઈ ને ) આજે ક્યાં રહેવાનાં છો ?

પલ્લવી

આજે તો પપ્પાના મિત્ર પેલા ત્રિકમભાઈ છે ને, એમને ત્યાં રહીશું. અને કાલે....( પ્રતાપ સામું જુવે છે. )

તનુમતી

કાલે ? શું ?

પલ્લવી

કાલે પેલા નાનુભાઈને ઘેર જવાનાં છીએ.

તનુમતી

( ખૂબ રસ લઈને ) કેમ ? કેમ ?

પલ્લવી

પ્રતાપ માટે, એમની છોકરી છે ને રાકા.

તનુમતી

તે ત્યાં પણ બંને સાથે જ જવાનાં કે ?

પલ્લવી

હાસ્તો, અમે તો પપા–અમિ સાથે એવી શરત જ કરી હતી.

[ તનુમતી આશ્ચર્યથી એના સામું જોઈ રહે છે ]

પ્રતાપ

( વ્યંકટભાઈ–તનુબેનને નમસ્કાર કરીને ) ચાલો ત્યારે. ચાલ પલ્લવી.

[ બંને ભાઈબ્હેન ચાલવા માંડે છે. ગૌતમ પલ્લવી સામું જુવે છે અને એના ગાયેલા ગાયનની લીટી ' કાઈ લંબચોરસ, સમચોરસ ' ગણગણે છે. એ પણ એમની પાછળ બારણા સુધી જાય છે. વ્યંકટભાઈ–તનુબેન તો બેઠાં બેઠાં જ ' આવજો ' કહે છે. ]

ગૌતમ

જતા પહેલાં મળશો કે નહિ ? તમારું નાચવાનું તો રહી ગયું !

પ્રતાપ

અમારા જતા પહેલાં તિકુકાકાને ત્યાં પાર્ટિ છે, પરમ દિવસે સાંજે. તમારે આવવાનું છે. આવશોને ?

ગૌતમ

ચોક્કસ, ચોકકસ.

[ ગૌતમ ' cheerio ' બોલી એક બાજુથી અને હસતાં હસતાં પ્રતાપ–પલ્લવી બીજી બાજુથી ચાલ્યાં જાય છે. ]

વ્યંકટરાય

કેમ, છોકરી કેવી લાગી ?

તનુમતી

હું નહોતી કે'તી કે ચિબાવલી છે !

વ્યંકટરાય

પણ આ ગાંડો તો ખુશખુશ થઈ ગયો લાગે છે.

તનુમતી

એ તો મૂર્ખો છે. આ લોકોની રીતભાત આપણા ઘરમાં ન પોષાય. ન કરે નારાયણ અને ગોઠવાય તો હું તો સીધી કરી નાખીશ.

વ્યંકટરાય

(ઊભા થતાં થતાં) : પછી બધું કરજો, હમણાં કશું બોલતાં નહિ.

[ ચાલ્યા જાય છે. તનુમતી પણ પાછળ જાય છે અને પડદો પડે છે. ]

## પ્રવેશ ૩ જો

[ નાનુભાઈ એટલે નિયમ અને નાનીબેન એટલે નિયમાવલિ. ઊઠવાનું અમુક વખતે, ખાવાનું અમુક વખતે, બહાર જવાનું અને સૂવાનું અમુક વખતે, બધું જ વ્યવસ્થાસર. એમનાં છોકરાં પણ એ જ રીતે ઘડાયાં છે. બધાં જ જીવન ગંભીરતાપૂર્વક ગાળવામાં માનનારાં. કોઈ બહુ હસે કે ગમ્મતનો કોઈ બીજો પ્રકાર યોજે તો તેમને ન ગમે. અને તેમાં ય રાકા એટલે તો બંનેનું—માબાપનું—સત્ત્વ. એની ઓરડી જુઓ તો ચોખ્ખી અને વ્યવસ્થિત, એનું કામ પણ એવું. એનું બોલવાનું, ચાલવાનું, હસવાનું વગેરે બધું અમુક ચોકક્સ મર્યાદામાં જ થવાનું. લગ્ન-જીવન માટે પણ એણે વિચારો કરી જ રાખ્યા છે. આજે પ્રતાપ અને પલ્લવી આવવાનાં હતાં એટલે પોતે શું શું સવાલો પૂછશે તથા પોતાના ભવિષ્યના પતિને કઈ કઈ દૃષ્ટિથી નાણી જોશે, તે તેણે બપોરથી વિચારી રાખ્યું છે. તેના બે ભાઈ તો મુંબઈ હતા પણ

તેની નાનીબેન આકા તેની સાથે જ લગભગ બધો સમય વ્યતીત કરતી હતી. પ્રતાપ–પલ્લવી પાંચ વાગે મળવા આવવાનાં હતાં એટલે સાડાચાર વાગે નાનીબેન આવીને રાકાને પૂછી ગયાં કે તે તૈયાર થઈ ગઈ હતી કે નહિ અને આકાને પણ મહેમાનો આવે ત્યારે કેવી રીતે બોલવુંચાલવું તથા વસ્તુઓ લાવવી લઈ જવી તે વિશે સલાહસૂચન આપતાં ગયાં. બરોબર પોણાપાંચ વાગે નાનુભાઈ આવીને દીવાનખાનામાં બેઠા અને પાંચમાં દશ મિનિટ હતી ત્યારે નાનીબેન પણ આવીને પોતાના આસન ઉપર બેઠાં. ]

**નાનુભાઇ**

બરોબર સમયસર આવશે તો ખરાં ને ?

**નાનીબેન**

એ તો શું કહેવાય ? હરરાયનાં છોકરાં છે.

**નાનુભાઈ**

પણ હરરાય કંઈ સાવ અનિયમિત નથી.

**નાનીબહેન**

તોયે નરૂભાઈનો સહવાસ અને મિત્રતા તો ખરાં જ ને ? ( સ્મિત કરે છે. )

**નાનુભાઈ**

( થોડીવાર શાન્ત બેસી રહ્યા પછી ) મને લાગે છે કે થઈ જાય તો સારું.

નાનીબેન

જોઈએ, આમ છોકરો છે તો સારો. પણ કુટુંબનું લહેરીપણું પૂરેપૂરું ઉતર્યું હોય તો નવાઈ નહિ.

નાનુભાઈ

(સસ્મિત) એ તો રાકા ગંભીર બનાવી દેશે.

નાનીબેન

કે કાં પોતે લહેરી થઈ જશે.

નાનુભાઈ

રાકા તૈયાર છે ને ?

નાનીબેન

પોણાપાંચ વાગ્યાથી બંને છોકરીઓ તૈયાર છે.

[ પાંચના ટકોરા થયા પછી બંને વાતો કરતાં બંધ થયાં અને પોતપોતાને આસને શાન્ત બેસી રહ્યાં. લગભગ સવાપાંચને સુમારે પ્રતાપ અને પલ્લવી વાતો કરતાં કરતાં આવી પહોંચે છે. ]

નાનીબેન

આવો, પ્રતાપ પલ્લવી. બેસો

[ પ્રતાપ પલ્લવી વંદન કરીને સાથે પાટ ઉપર બેસે છે. ]

પલ્લવી, તું અહિં મારી પાસે બેસ અને પ્રતાપ, તમે પણ સામે બેસો.

પલ્લવી

અમને સાથે જ બેસવાની ટેવ છે.

**નાનુભાઈ**

(સ્હેજ સ્મિત કરીને) જે ઘરમાં જઈએ ત્યાંના રિવાજ પ્રમાણે વર્તવું જોઈએ ને ?

**પ્રતાપ**

ચાલને, પલુ, ત્યાં બેસીએ.

**નાનીબેન**

ના. પલ્લવી અહીં અને તમે ત્યાં.

[ પ્રતાપ પલ્લવી એકબીજાના સામું જુવે છે અને પછી નિર્દિષ્ટ આસને બેસે છે ]

**નાનુભાઈ**

કેમ પ્રતાપ, હરૂભાઈ મઝામાં ને ? કયારે નિવૃત્ત થવાના છે ?

**પ્રતાપ**

પપા મઝામાં છે. હું ધારું છું કે હવે એક બે વર્ષમાં નિવૃત્ત થશે.

**નાનુભાઈ**

અને તું ? બી.એ.માં આવી ગયો કે ?

**પ્રતાપ**

હાજી. આ સાલ પરીક્ષા આપી છે.

**નાનીબેન**

કેમ પલ્લવી, રિતાબહેન શું કરે છે ?

**પલ્લવી**

અમ્મી લહેર કરે છે.

**નાનીબેન**

અને તું ? મેટ્રિક પાસ થઈ ગઈ કે ?

પલ્લવી

હું આ વર્ષે ઈન્ટરની પરીક્ષામાં બેઠી છું.

નાનુભાઈ

ઠીક ત્યારે, પ્રતાપ–પલ્લવી, તમે બેસો. અમે થોડીવારમાં પાછાં આવીએ છીએ.

[ નાનુભાઈ દંપતી ઊઠે છે
અને પસાર થઈ જાય છે. ]

પલ્લવી

આ લોકો તો ગયાં, પણ બાકી હું તો કહેવાની હતી કે તમે બેસશો તો જ અમારા પ્રતાપભાઈની જીભ ઉઘડશે, નહિ તો છોકરીને જોઈને એવી સીવાઈ જશે કે જોઈ લો મઝા.

[ પ્રતાપ તેના સામું જોઈને કંઈ બોલવા જાય છે એટલામાં રાકા અને આકા પ્રવેશ કરે છે. આકા 'ફ્રોક'માં અને રાકા ઓઢણી-ચણિયામાં છે. રાકા તેજસ્વી અને મેધાવતી છે. એનું મોં સપ્રમાણ અને ઘાટીલું છે. શરીર સહેજ પાતળું અને ઊંચું છે. વદન ઉપર ભાગ્યે જ તૂટતી ગંભીરતા ભરી ભરી પડી છે અને એના પાતળા હોઠ ઉપર નિશ્ચયની મક્કમતા તરવરે છે.
આવીને, પ્રતાપ સામેની ખુરશી ઉપર તે સીધી બેસી જાય છે. પ્રતાપ સહેજ અંજાઈ જાય છે. થોડીવાર કોઈ બોલતું નથી, એટલે પલ્લવી હસીને શરૂ કરે છે ]

પલ્લવી

(હસતાં હસતાં) અરે પ્રતાપભાઈ, હવે વાત કરવાની. હું ધારું છું કે આજ રાકાદેવી.

રાકા

(નમન કરીને) તમે કોણુ પલ્લવીબેન કે ?

પલ્લવી

(સામું નમન કરીને) હા. અને આ અમારા પ્રતાપભાઈ.

[રાકા નમન કરે છે. પ્રતાપ નમન કરે છે અને સાવધ થઈ જાય છે]

પ્રતાપ

અમારાં પલ્લવીબેનને જરા બોલવા વધારે જોઈએ (હસે છે)

પલ્લવી

અને અમારા પ્રતાપભાઈ સ્ત્રીઓ આગળ બોલી શકતા જ નથી. (હસે છે.)

રાકા

(આછું સ્મિત કરીને) એટલે તમને સાથે રાખ્યાં હશે !

પલ્લવી

Exactly. જોયું ને પ્રતાપ, છે ને ?

[પલ્લવી હસે છે એટલે પ્રતાપ પણ હસે છે. રાકા સહેજ છોભીલી પડે છે, પણ મક્કમતામાં એ ભાવને દાબી દે છે.]

રાકા

(પ્રતાપ સામે જોઈને) તમે તો અમદાવાદમાં રહો છો ને ? શું ભણો છો ?

પલ્લવી

એ બી.એ.માં છે અને હું ઈન્ટરમાં છું.

પ્રતાપ

અને હું પાસ થવાનો છું અને એ નાપાસ.

શકા

(પ્રતાપ સામું નજર ફેરવીને) મારે તમારી સાથે વાત કરવાની છે. તમે એકલા જ બોલો તો સારું.

પલ્લવી

પણ અમારી વચ્ચે આવો કરાર થયેલો છે. હું ગઈ કાલે મળવા ગઈ, ત્યાં એ પણ આવ્યો હતો: અને વચ્ચે ચટપટ કરતો હતો.

પ્રતાપ

(મક્કમતાથી) બોલીશું તો અમે બંને.

શકા

(ગંભીરતાથી) પરણશો પછી પણ?

પલ્લવી

એ તો પત્ની કેવી મળે છે તેના ઉપર આધાર. જો કોઈ સખત સ્ત્રી મળશે તો ભાઈસાહેબ ઢીલા ઘેંશ જેવા થઈ જશે અને મને કહી દેશે, 'પલુ, ત્યારે તું ના આવતી અને ના બોલતી.' (પ્રતાપને ખભે ધબ્બો મારીને) કેમ, ખરું ને?

પ્રતાપ

ના, ના. એવું કંઈ નહિ. તમે તમારે વાતો ચાલુ રાખો, અમે બંને બોલીશું, પણ હું બોલું તેના ઉપર જ તમારે ધ્યાન આપવાનું.

[પ્રતાપ હસે છે અને રાકા
પણ આછું સ્મિત વેરે છે]

રાકા

તમે અભ્યાસ સિવાયની કોઈ પ્રવૃત્તિમાં ભાગ લો છો કે ?

પલ્લવી

એ તો એમાં જ—સિવાયમાં જ—ભાગ લે છે.

પ્રતાપ

હું અમારી 'ડ્રામેટિક કલબ'નો સેક્રેટરી છું. અને કૉલેજની ક્રિકેટ ટિમમાં પણ રમું છું.

પલ્લવી

'સ્ટેજ' ઉપર આવીને ઊભા રહે છે કે લોકો હસે છે. કારણ હું ના હોઉં તો પોતે બોલી શકતા જ નથી.

[પલ્લવી હસે છે. પ્રતાપ રાકા સામું જોઈ
રહ્યો હોય છે એટલે તેનું માથું હલાવીને
કાનમાં કે' છે, 'હવે તમે કંઈ પૂછો. પેલું
ગાવાનું, નાચવાનું.']

પ્રતાપ

તમને ગાતાં આવડે કે ?

રાકા

સંગીતની ત્રણ પરીક્ષા આપી છે. અને આ વર્ષે ચોથી માટે અભ્યાસ કરું છું.

પ્રતાપ

કંઈ ગાશો કે ?

રાકા

તમને શું ગમે છે ? શાસ્ત્રીય સંગીત કે સાદું ?

પલ્લવી

એમને તો સિનેમાનાં ગાયનો અને બીજે નંબરે પ્રભાતીઆં ગમે છે.

પ્રતાપ

(પલ્લવી સામું જોઈને હસતો હસતો ધીમેથી) એ તો તારા પેલાને ગમતું હશે. (રાકા સામું જોઈને) મને તો બધું જ ગમે છે. It must be pleasing to the ear.

[રાકા ગાવાની પૂર્વ તૈયારી કરે છે. બરોબર ગોઠવાઈને નીચે બેસે છે.]

રાકા

આકા, જા તો, પેલું મારું હાથવાજું લાવ તો.

[આકા જાય છે અને હાથવાજું લઈને પાછી આવે છે.]

પલ્લવી

પછી અમારા ભાઈને પણ પૂછજો. એ પણ સરસ ગાય છે.

રાકા

એમ કે ? (પ્રતાપ સામું જોઈને) તો તો મારા પછી તમારે ગાવું પડશે.

પ્રતાપ

અરે, એ તો નકામી છે. તમે ગાઓ.

શાકા

( ગાય છે )

સાવન બરસત નાહિ, સખી મોરે સાવન બરસત નાહિ. (૨)
મોર હિ બોલે, પપિહા હિ બોલે, ઘનગરજન કછું નાહિ;
પાની પાની પશુ–પંછી કરત હૈ, ખેડુમન સુખ નાહિ.
સખી, મોરે (૨)

પ્રિતમ પાયો, મન હરખાયો, તનરૂપધન તૂટી નાહિ;
નયનમેં નહિ પ્રેમપિપાસા, ઉર કછુ છલકત નાહિ.
સખી, મોરે (૨)

પ્રતાપ

Fine, fine. સાચે જ તમે સરસ ગાઓ છો.

શાકા

(સ્વસ્થ થઈ ને પ્રતાપ સામું જુવે છે) હવે તમારો વારો.

પ્રતાપ

હું કોઈ બીજી વખત. તમે કહો તો પલ્લવી ગાય. પેલા ગૌતમભાઈને તો એણે ખુશ ખુશ કરી નાખ્યા'તા.

શાકા

(પલ્લવી સામું જોઈ ને ઠંડે પેટે) ત્યારે તમે ગાઓ.

પલ્લવી

ના રે ભાઈ. અહીં હું શું કામ ગાઉં ? ગાય પ્રતાપ. ( પ્રતાપને ધીમેથી કહે છે, 'નાચવાનું કહેને.')

પ્રતાપ

તમને નાચતાં આવડે કે ?

રાકા

અભ્યાસ કર્યો છે, પણ હું જાહેરમાં નાચતી નથી.

પલ્લવી

આ ક્યાં જાહેર છે ? પતુ આગળ તો પ્રદર્શન કરવું પડે ને ?

રાકા

( એ તરફ ધ્યાન આપ્યા વગર, પ્રતાપને ) તમારા ગાવાનું શું ? ( પલ્લવી તરફ બતાવીને ) આ કહે છે ને કે તમે સરસ ગાઓ છો.

પ્રતાપ

અમે જેમને ઘેર ઊતર્યાં છીએ, તે ત્રિકમકાકાને ત્યાં કાલે 'પાર્ટિ' છે. ત્યાં મારે ગાવાનું છે. આજે માફ કરો.

પલ્લવી

( રાકા સામે જોઈને ) તમારું નાચવાનું ?

રાકા

મેં કહ્યું નહિ કે હું જાહેરમાં નાચતી નથી.

પલ્લવી

( હસતી હસતી ) તો હું ચાલી જાઉં ?

પ્રતાપ

ના, ના. જોને, એમને પણ 'પાર્ટિ'માં આવવાનું જ છે ને ? ત્યાં નાચશે.

પલ્લવી

અહિં બે માણસ 'જાહેર' લાગે છે ? તો ત્યાં તો બાર હશે.

પ્રતાપ

પણ બધાં ઘરનાં જ ને ? ઘરનાં માણુસો કંઈ જાહેર ન ગણાય.

રાકા

કબૂલ. મારે 'પાર્ટિ' માં આવવાનું હશે તો હું ત્યાં નાચીશ.

પલ્લવી

(પ્રતાપને ધબ્બો મારીને, ધીમેથી) બહુ આજ્ઞાંકિત છે, પતુ, લહેર છે ભાઈ.

પ્રતાપ

(એના કાનમાં) અને તારે ક્યાં ઓછી છે ? પેલો તો તું કહે તો રસ્તામાં નાચવા મંડે એવો છે.

[બંને હસી પડે છે. ઘડિયાળ સામું જોઈ આકા અંદર જાય છે, અને 'ચા બિસ્કિટ' ની ટ્રે લઈને થોડી વારમાં પાછી ફરે છે. બધાં ચા પીવાનું શરૂ કરે છે.]

પલ્લવી

(પ્રતાપને ધીમેથી) હવે કંઈ પૂછવાનું રહ્યું ? કિતુ-ભાઈએ શું કહ્યું હતું ?

પ્રતાપ

તમને બીજો શેનો શોખ છે. ?

રાકા

ખાસ કંઈ નહિ. મને તો ઘરમાં રહેવાનું અને વાંચવાનું બહુ ગમે છે.

પલ્લવી

કોઈ વખત નાટક–બાટકમાં ભાગ લીધો’તો કે ?

રાકા

એક વખત અમારી નિશાળના ‘કોન્સર્ટ’માં ઊતરી’તી.

પલ્લવી

અમારા પ્રતાપભાઈ પણ એક વખત ઊતર્યા’તા. ‘સ્ટેજ’ ઉપર આવ્યા પણ ખરા. પણ બોલાય જ નહિને ! એ તો હું હોઉં પણ નહિ અને એમનું ગાડું ગબડે પણ નહિ !

રાકા

( રસપૂર્વક ) એમાં તમે શું કર્યું ?

પલ્લવી

કેમ ? હું કોઈપણ મિષે ‘સ્ટેજ’ ઉપર ગઈ, અને એની પાસે ગમે તેમ કરીને શરૂ કરાવ્યું. અને એક વખત શરૂ કરે પછી તો પતુ ઝાલ્યો જ ના રહે ને.

[ રાકા પ્રતાપ સામે મુગ્ધ નજરે જોઈ રહે છે ]

પ્રતાપ

( બિસ્કિટ ખાતાં ખાતાં ) અરે એ તો ચિબાવલી છે. ગપ્પાં માર્યા જ કરવાની. ઉંમર નાની એટલે સહેજ અચકાયો હોઈશ. કોઈને ખબર પણ નહિ પડી હોય. નકકામી ખાંડ ખાય છે.

[ ‘મેં છલું કલાવ્યું’ કહી મોંના ચાળા કરતો પ્રતાપ પલ્લવી સામું જોઈ રહે છે. પલ્લવી ‘ચલ રે જુઠડા’ કહી એના મોંમાં અર્ધો

ટેકવાયેલા બિસ્કિટને હાથ મારે છે. પતુ ઊભો થવા જાય છે. રાકા–આકા આશ્ચર્યથી આ જોઈ રહે છે. એટલામાં બહારથી નાનીબેનનો અવાજ સંભળાય છે. 'કેમ છોકરાં, પતાવ્યું કે?' એટલે બધાં ઠીકઠાક થઈ પોતાની જગ્યાએ બેસી જાય છે. નાનીબેન દાખલ થાય છે.]

નાનીબેન

કેમ, પ્રતાપ, પલ્લવી, ચા ફાવી કે નહિ.

પલ્લવી

સરસ, સરસ! નાનીકાકી. રાકા ગાવામાં બહુ હોશિયાર છે.

નાનીબેન

એમ કે? તું પણ સારું ગાતી હોઈશ. આજકાલ તો બધી છોકરીઓને ગાતાં આવડે છે.

પ્રતાપ

બીજાંનું તો ઠીક, પણ પલ્લવીનું તો તમે સાંભળ્યું નથી ત્યાં સુધી.

[હસે છે. નાનીબેન પણ સહેજ હસે છે.]

પલ્લવી

(નાનીબેન સામું જોઈને) કાલે ત્રિકમકાકાને ત્યાં રાકા અને આકાને આવવાનું છે.

નાનીબેન

તમે જેમને ત્યાં ઊતર્યાં છો એજ ત્રિકમભાઈને? એમને ત્યાં શું છે?

પલ્લવી

હા, હા, એજ ત્રિકમકાકા. એમને ત્યાં ‘પાર્ટિ’ રાખી છે.

નાનીબેન

તો તો વ્યંકટરાયનો ગૌતમ પણ આવવાનો હશે.

પલ્લવી

હાસ્તો.

પ્રતાપ

( હસતાં હસતાં ) અને નાચ કરવાનો છે, પલ્લવીને એનો નાચ બહુ ગમે છે.

[ નાનીબેન સાથે બધાં હસી પડે છે. ]

પલ્લવી

અને અમારા પતુભાઈને—

[ પ્રતાપ ગંભીરતાથી એના સામે જુવે છે. એટલામાં નાનુભાઈ દાખલ થાય છે. એટલે પલ્લવી બોલવાનું માંડી વાળે છે. ]

નાનીબેન

આ પલ્લવી, રાકા—આકાને, પેલા ત્રિકમભાઈને ત્યાં પાર્ટિમાં આવવાનું આમંત્રણ આપે છે.

નાનુભાઈ

ઠીક. મોકલીશું. કેમ પ્રતાપરાય, ફરીથી આવવાનાને ?

પ્રતાપ

હા, હા, ચોકકસ આવીશું.

[ પ્રતાપ પલ્લવી બંને વડીલોને નમસ્તે કરે છે, નાનુભાઈ નાનીબેન શાંતિથી ચાલ્યાં જાય છે. પ્રતાપ રાકા સામે જુવે છે. રાકા નીચું જોઈ એક બાજુથી આકા સાથે ચાલી જાય છે અને બીજી બાજુથી જતાં જતાં પલ્લવી પ્રતાપને, 'આવવાનાને ?' માન વધ્યાં, પ્રતાપભાઈ, જો જો ફૂલીને ફૂટી ન જાઓ' કહે છે અને બંને હસતાં હસતાં પસાર થઈ જાય છે. પડદો પડે છે ]

[ ત્રિકમભાઈ અને ચંચળબેનને એક જ વાતનું દુઃખ હતું. પરિણીત જીવનને પંદર વર્ષ થયાં પણ હજુ ઘેર પારણું નહોતું બંધાયું. જોકે તેનું પરિણામ કેટલાક દાખલાઓમાં આવે છે એનાથી ઊંધું જ આવ્યું હતું. બંનેને બીજાનાં છોકરાં ખૂબ ગમતાં, અને પોતાનાં સગાં–સ્નેહીઓનાં છોકરાં વારંવાર પોતાને ત્યાં આવે એવું વાતાવરણ તેઓ હમેશાં પોતાને ત્યાં રાખતાં. હસમુખો સ્વભાવ, પૈસાની પુષ્કળતા અને આવું વલણ, એટલે છોકરાં પણ એમને ત્યાં આવવાનું પસંદ કરતાં. અને ઘણી વખત તો દિવાળી–ઉનાળાની રજાઓમાં એમનું ઘર વસ્તીથી ઉભરાઈ જતું.

આમાં ત્રિકમભાઇની એક ભૂખ વળી ઓર ભાગ ભજવતી. કૉલેજમાં હતા ત્યારથી તેમનામાં સંસ્કારિતાની લગની જાગેલી, પણ સાદાં બાપડાં ચંચળબેન સાથેનાં લગ્નથી એ કદી સંતોષાઈ નહોતી. એટલે ત્રિકમભાઈ પોતાના હરરાય જેવા કૉલેજ-મિત્રો સાથે

નિકટનો સંબંધ સાચવી રાખતા. પતુ–પલ્લવી અહીં જ્યારે આવે ત્યારે ખૂબ સ્નેહ–માન પામતાં. હરરાય આમ લહેરી, અને રિતાબહેન ખૂબ સંસ્કારી. એટલે ત્રિકમભાઈની જુની ભૂખ જોર કરે ત્યારે તેઓ આ દંપતીને ઘેર જતા અને દશપંદર દિવસ જાણે સ્વર્ગનું સુખ ભોગવતા. ઘણી વખત તે કહી પણ દેતા, 'હરરાય, દુનિયાના બહુજ થોડા સુખી માણસોમાં તમારો નંબર આવે ખરો,' આવે વખતે હરરાય સંમતિનું સ્મિત કરી બીજી વાતો કાઢતા.

જ્યારથી હરરાયનો કાગળ આવેલો ત્યારથી આ પતિ–પત્નીએ બંને છોકરાંને આનંદમાં રાખવા અનેક પ્રકારની યોજનાઓ કરી રાખી હતી. અને તેમાં તેઓનું કામ પૂરું થયે તેમનાં નવાં મિત્રોને એક 'પાર્ટિ' આપવાનો કાર્યક્રમ પણ હતો. પતુ–પલ્લવી બંને ઠેકાણે જાય ત્યાં એ પ્રમાણે આમંત્રણ આપતાં આવે એમ તો ઠરાવેલું જ. પણ હોંશીલાં ચંચળબેન, તનુમતી અને નાનીબહેનને ખાસ કહી આવેલાં પણ ખરાં.

આજે સવારથી આ ઘર પ્રવૃત્તિમય હતું. પલ્લવી-પ્રતાપ ખૂબ ઉત્સાહમાં હતાં. પલ્લવીને ગૌતમને અને પ્રતાપને રાકાને મળવાનું જાણે મન થયા કરતું હતું. પડદો ઉઘડે છે ત્યારે બંને

જણુ આમતેમ બધું ગોઠવતાં અને વાતો કરતાં નજરે પડે છે. ]

પલ્લવી

પતુ, આજે તું રાકાને નાચવાનું કે'જે.

પ્રતાપ

અને તું, ગૌતમને, ગાવાનું.

પલ્લવી

આપણને પણુ તેઓ કહેશે જ ને.

પ્રતાપ

તો તું નાચજે.

પલ્લવી

અને તું ગાજે.

પ્રતાપ

પણુ એ લોકો જેવું નહિ આવડે તો ?

પલ્લવી

અરે, ના શું આવડે ? હું તો રાકાને ક્યાંય પાછળ પાડી દઈશ !

પ્રતાપ

પણુ હું ? ગૌતમને ?

પલ્લવી

તું પણુ. ચોકકસ. પણુ શું ગાવું તેનો વિચાર કરી રાખજે.

[ ત્રિકમભાઈ અને ચંચળબેન આવે છે. ત્રિકમભાઈ એ ધોતીઉં અને ખમીસ પહેર્યાં છે. ચંચળબેને મોટા પટાની સાડી પહેરી છે. ]

ત્રિકમભાઈ

અરે, જુઓને, આ છોકરાંને બધું કરવું પડે છે. તમે જ બધું કર્યું હોત તો? અને પેલો કિસન ક્યાં ગયો?

ચંચળબેન

પલ્લવી, તમે બંને બેસોને, એ તો બધું થઈ જશે. હજુ તો બહુ વાર છે.

પલ્લવી

એ તો અમે જ ગોઠવીએને? તમે, કાકી, અમસ્થાં ઊંચાંનીચાં થાઓ છો.

પ્રતાપ

તમે તમારે નિરાંતે બેસોને, તિકુકાકા, વખત થયે જ આવજો. અમે બધું બરોબર ગોઠવી દઈશું.

[ કિસન આવી પહોંચે છે ]

ત્રિકમભાઈ

ક્યાં જતો રહ્યો હતો અલ્યા? આ બહેન અને ભાઈ બધું કામ હાથે કરે છે, તે દેખતો નથી કે! ચાલ, ઉપાડ આ પાટ, પેલા ખૂણામાં મૂક. ચાલ, હું લેવા લાગું, (પાટ એક બાજુએ મૂકે છે.) કેમ પલ્લવી, બરોબર છે ને?

પલ્લવી

હા. હા. કાકા. કિસનને અહીં રહેવા દો અને તમે તમારા ખંડમાં બેસો. બધું તૈયાર કરીને અમે તમને બોલાવીશું.

[ ત્રિકમભાઈ અને ચંચળબેન એકબીજાના સામું જુવે છે અને ચાલ્યાં જાય છે. ]

પલ્લવી

કેવાં વહાલસોયાં છે ! જાણે આપણે એમનાં છોકરાં ન હોઈએ ! ( કિસન એક બાજુએ ઊભો હોય છે તેને બોલાવે છે. ) જો, કિસન, આ ખુરશી પણે મૂક.

પ્રતાપ

( એક ફોટો લટકાવતાં લટકાવતાં ) એમનાં જેવાં બહુ ઓછાં માણસો હોય છે !

પલ્લવી

તિકુકાકા તો આપણે ઘેર આવે છે ત્યારે પણ કેવા અર્ધા અર્ધા થઈ જાય છે ! મને તો ઘણી વખત એમ થઈ જાય છે કે એમને આપણે ત્યાં જ રહેવાનું કહી દઉં.

પ્રતાપ

અને સાચું કહું ? એમને જવાનું પણ બહુ ગમતું હોય એમ લાગતું નથી.

પલ્લવી

એમ કેમ બનતું હશે ? પોતાના ઘર કરતાં કોઈને બીજે વધારે ગમે ખરું ?

પ્રતાપ

આપને ગમે જ છે ને ?

પલ્લવી

( વિચારમાં પડી જઈને ) એનું કારણ શું ?

પ્રતાપ

( હસીને ) એ તો કિતુભાઈને પૂછીશું. હમણાં આ

કામ પતાવીએ. તું તો વાતોએ ચઢી એટલે બસ. જો પેલો કિસન તો ખુરશી સામે જોઈ રહ્યો છે અને કંઈ બબડે છે!

પલ્લવી

એય, કિસન, શું કરે છે? ખુરશી મૂકી કે નહિ? જો. દરેક ટેબલ પાસે બે ખુરશી અને બે નેપકિન મૂક. પેલા ટેબલ ઉપર આ 'ડિશ' મૂક. તૂટે કરે નહિ હોં કે.

[કિસન એ પ્રમાણે ગોઠવવા માંડે છે]

પ્રતાપ

(એક ખુરશીમાં બેસી જઈને) આ રાકાના પપ્પા તો બહુ મુંજી છે!

પલ્લવી

અને અમ્મી પણ.

પ્રતાપ

જાણે ગણીગણીને શબ્દો બોલતા હોય એવું લાગે છે.

પલ્લવી

અને નાનીબહેન જાણે દરેક વાક્ય બોલવાનો અમુક સમય નક્કી કરી રાખ્યો હોય અને એ વધી ન જાય એની કાળજી રાખ્યા કરતાં હોય એવી રીતે બોલે છે.

પ્રતાપ

(વિચારમાં પડી જઈને) રાકા એમના જેવી હશે તો!

પલ્લવી

આમ ગંભીર તો લાગે જ છે.

પ્રતાપ

આપણુને તો જોખી જોખીને બોલે તે પોષાય જ નહિ.

પલ્લવી

એ તો આપણે બોલતી બનાવી દઈશું, જોજેને.

પ્રતાપ

( થોડી વાર શાન્ત રહ્યા પછી ) આ ગૌતમ તો 'ગાંડીયું' જ છે.

પલ્લવી

ચાલ, ચાલ, હવે. શાકાને ડાહી કહી એટલે કે ?

પ્રતાપ

એમ નહિ. ગાંડીયું એટલે ગાંડો નહિ.

પલ્લવી

ગાંડીયું એટલે ગાંડો નહિ પણ ડાહ્યો, એમને ? ઠીક ભાઈ.

પ્રતાપ

ના. એમ પણ નહિ. પણ એની જાણે સમજ જ પડતી નથી....અને એની અમિ ! બાપરે ! આવડું મોટું શરીર લઈને એ શું કરી શકતાં હશે !

પલ્લવી

અને એના પપા ! કેવા છે ?

પ્રતાપ

એટલે જ કદાચ આ ભાઈ.......

[ એટલામાં એક રકાબી પડે છે એટલે
બંને જણ ઊભાં થઈ જાય છે ]

પલ્લવી

જો. જો. આ કિસને શું પાડયું ? તું તો વાતો કરવા મળી એટલે બધું જ ભૂલી જવાનો. ( કિસન પાસે જઈને ) શું કર્યું આ ?

કિસન

ના બહેન, એ તો એની મેળે જ પડી ગઈ !

પલ્લવી

( હસીને ) એની મેળે એટલે એને પગ હશે કેમ ?

કિસન

ના, બહેન, કહું ? હું ઉતાવળ કરતો હતો એટલે એ પડી ગઈ.

પલ્લવી

એને નહિ ગમ્યું હોય !

[ બંને હસે છે. પલ્લવી કિસનને કકડા ભેગા
કરી લેવાનું કહે છે અને પછી ચારે બાજુ
નજર ફેરવે છે. બધું બરોબર ગોઠવાઈ
ગયેલું જોઈને ]

કિસન, જો તો, કેટલા વાગ્યા ?

કિસન

( અંદર જઈને પાછો આવે છે ) કહું બહેન, મોટો કાંટો દશ ઉપર અને નાનો પાંચ ઉપર.

[ એક બાજુ ઊભો રહે છે ]

પ્રતાપ

હવે દશપંદર મિનિટમાં આ લોકો આવી પહોંચશે. ચાલ, પણ, તૈયાર થઈ જઈએ, કિસન બેસજે, હોંકે.

[ બંને ચાલ્યાં જાય છે. કિસન બેસે છે અને ગાયન લલકારે છે. વળી ઊભો થઈને કઢંગું નાચતો જાય છે. 'અખિયાં મિલાકે જીયા ભરમાકે, ચલે નહિ જાના, હો, ચલે નહિ જાના.' એની એક બે ટૂંક બોલી બીજું ઉપાડે છે. 'આ જા, આ જા. આ જા મેરી બરબાદ મોહોબતકે સહારે, હૈ કોન જો બિગડી હુઈ તકદીર સંવારે.' એટલામાં ત્રિકમભાઈ અને ચંચળબેન પ્રવેશ કરે છે. ત્રિકમભાઈએ ખમીસને બદલે પહેરણ અને માથે ગાંધી ટોપી પહેર્યાં છે અને ચંચળબેને માથામાં વેણીનો વધારો કર્યો છે. કિસન તેમને જોતો નથી. એ તો ગાયા જ કરે છે.]

ત્રિકમભાઈ

અરે એ કિસન, શું કરે છે? (કિસન એકદમ ઊભો રહી જાય છે) ભાઈ અને બહેન ક્યાં ગયાં? બધું તૈયાર કર્યું બરોબર? કંઈ તોડ્યુંફોડ્યું તો નથી ને?

કિસન

(ઊંચું જોયા વગર જ) કહું બેન? અરે સાહેબ? બહેન અને ભાઈ તૈયાર થવા ગયાં છે, અને બધું તૈયાર થઈ ગયું છે અને એક રકાબી તૂટી ગઈ છે.

ચંચળબેન

શાથી તૂટી ગઈ? તેં જ પાડી હશે.

કિસન

ના. બહેન. એ તો એની મેળે જ પડી ગઈ.

[ એક બાજુએ ઊભો રહે છે ]

ચંચળબેન

( થોડો ગુસ્સો કરીને ) કંઈ નુકસાન ન કરે તો કિસન નહિ. ( બેસી જાય છે. )

ત્રિકમભાઈ

કિસન, જા જા, બહાર બેસ. કોઈ આવે તો તરત જ ખબર આપજે. ( કિસન જાય છે. ત્રિકમભાઈ એક ખુરશીમાં બેસે છે ) તમે પલ્લવી અને રાકાને ગાવાનું કહેજો.

ચંચળબેન

તમે જ કહેજો ને. મને બરોબર નહિ ફાવે.

ત્રિકમભાઈ

એમાં નહિ શું ફાવે? હું પ્રતાપ અને ગૌતમને કહીશ.

ચંચળબેન

તમે બધાંને ભેગું જ કહેજો. "ચાલો હવે ગાઈએ."

[ હસે છે. ત્રિકમભાઈ કંઈ બોલતા નથી. કિસન પ્રવેશ કરે છે. ]

કિસન

કહું, બહેન? ભાઈ અને બહેન આવ્યાં.

[ બંને સાવધ થાય છે ]

**ત્રિકમભાઈ**

ક્યાં ?

**કિસન**

પેલાં આપણે ઘેર રહે છે ને, તે.

**ચંચળબેન**

મુવો ગાંડો જ છે ને ? એમાં કહેવાનું શું ? જા બહાર જા, કોઈ બહારનું આવે તો કહેવા આવજે.

[ કિસન બહાર જાય છે. પલ્લવી અને પ્રતાપ દાખલ થાય છે. બંનેએ કપડાં ખૂબ કાળજીથી પહેર્યાં છે. પ્રતાપે રેશમી ખમીશ અને પાટલુન પહેર્યાં છે અને પલ્લવીએ બંગાળી રીતે સાડી પહેરી છે, બંને ખુશખુશાલ લાગે છે. ]

**પલ્લવી**

ઓહો, તિકુકાકા, આવી ગયા છો ને ? અને કાકી તો વેણી લગાવીને આવ્યાં ને ?

[ ચંચળબેન હસે છે ]

**ત્રિકમભાઈ**

બધાં આવશે તો ખરાં ને વખતસર ?

**પ્રતાપ**

પેલા ગૌતમભાઈનું ભલું પૂછવું. બીજાં તો પાંચને ટકોરે આવ્યાં સમજોને.

**ચંચળબેન**

પાંચ ઉપર દશ મિનિટ તો થઈ.

પલ્લવી

તો તમારી ઘડિયાળ વહેલી. રાકા મોડી પડે જ નહિ ને, કેમ પતુ?

[એનો ખભો હલાવીને તોફાની રીતે હસે છે]

પ્રતાપ

(બહાર નજર કરી આવીને) જો, એ લોકો આવ્યાં.

[ત્રિકમભાઈ અને ચંચળબેન ઊભાં થવા જાય છે. અને રાકા અને આકા પ્રવેશ કરે છે. આકાએ ફ્રોક બદલ્યું છે, રાકાએ આછા ગુલાબી રંગની સાડી સાદી પણ સુંદર રીતે પહેરી છે. બધાંને નમસ્કાર કરીને ખુરશીમાં બેસે છે]

ત્રિકમભાઈ

કેમ રાકાબહેન, નાનુભાઈ શું કરે છે?

રાકા

બધાં મઝામાં છે.

[પ્રતાપ સામે નજર કરે છે]

પલ્લવી

કેમ મોડું થયું? આ આકાએ મોડું કર્યું હશે (હસે છે.)

રાકા

(હાથની ઘડિયાળ જોઈ ને,) મોડું થયું જ નથી. અહીંની ઘડિયાળ વહેલી છે.

પ્રતાપ

(પલ્લવી તરફ જોઈને સસ્મિત) ગૌતમભાઈ ક્યારે આવશે?

આકા

હમણાં જ અમે કોઈ ઠેકાણે જતા જોયા.

પ્રતાપ

( હસતો હસતો ) સિનેમામાં ઊપડયા કે શું ?

[ પલ્લવી પ્રતાપ સામે જુવે છે, રાકા ટેબલ ઉપરથી એકાદ છાપું લે છે. આકા પણ તેમ કરે છે. ત્રિકમભાઈ અને ચંચળબેન શાંત બેસી રહ્યાં છે, પ્રતાપ અંદર જાય છે અને બહાર આવે છે; અને પલ્લવી બધું ગોઠવેલું ધીમે ધીમે ફરીથી જુવે છે. કિસન દાખલ થાય છે. ]

કિસન

કહું, બહેન ! પેલાં જાડાં તનુબહેન છે ને ? તેમના છોકરા આવે છે.

ચંચળબેન

ગૌતમભાઈ આવે છે એમ નથી કહેવાતું ? બોલવાનું ભાન જ નથી ને ! જા.

[ કિસન જાય છે અને ગૌતમ ઉતાવળો ઉતાવળો દાખલ થાય છે ]

ગૌતમ

હલો રાકા, હલો આકા, ઓહો પ્રતાપભાઈ ( પલ્લવી સામું જોઈ ને સ્મિત કરે છે ) I am sorry. પણ આવતો'તો ત્યારે એક મિત્રને ત્યાં કાનનની રેકર્ડ વાગતી'તી, એટલે પાંચ મિનિટ અંદર ગયો, ( બેસે છે, અને ટેબલ ઉપરથી મેગેઝિન લઈ ને પવન ખાય છે. ત્રિકમભાઈ અને ચંચળબેન

તરફ નજર પડે છે ) ઓહો હો હો હો. કેમ ત્રિકમકાકા, કેમ કાકી, કેમ કોઈ દિવસ જણાતાં જ નથી ?

[ ફરીથી પલ્લવી સામે નજર કરે છે ]

ચંચળબેન

હું આવી ત્યારે તમે બહાર ગયા હતા.

ગૌતમ

( યાદ કરીને ) હું. હું ફિલમ જોવા ગયો હોઈશ. પેલી સ્તો, ઠીક છે. પણ પેલી ચીબરી, એવી ચીસો પાડે છે અને ઝીણા ઘાંટે ગાયા કરે છે ! પાછી ખૂબ મોટી છે અને પ્રેમમાં પડે છે ! ( હસે છે અને પલ્લવી સામે જુવે છે. ) આપણી ફિલ્મો આપણે જ સુધારવી પડશે. કેમ પ્રતાપભાઈ, શું પ્રોગ્રામ છે ? ( પલ્લવી તરફ નજર સ્થિર કરીને ) આજે તમારે નાચવાનું છે, અને રાકા, તું ગાવાની છે કે નહિ ?

પ્રતાપ

આજે તો તમારે ગાવાનું છે.

ગૌતમ

Oh yes. આપણી ક્યાં ના છે ? કહેતા હો તો શરૂ કરું. પણ 'ટર્ન' બધાનો.

બધાં

( આનંદમાં આવી જઈને ) કબૂલ, કબૂલ.

પ્રતાપ

ત્યારે કરો શરૂ.

[ ગૌતમ સિનેમાનું કોઈ ચાલુ ગાયન ગાય છે. બધાં તાળીઓ પાડે છે, ]

ત્રિકમભાઈ

હવે, રાકાબહેન; તમારો વારો.

[ રાકા પ્રતાપ તરફ જુએ છે. ]

આકા

પ્રતાપભાઇ. આજે તો તમારે ગાવું પડશે.

પ્રતાપ

[ પલ્લવીની જાણે મદદ માગતો હોય તેવા અવાજે ]

પહેલાં પલ્લવી નૃત્ય કરે પછી.

પલ્લવી

પછી રાકાબહેનને પણ કરવું પડશે.

ગૌતમ

એમાં કંઈ ચાલે કે ?

રાકા

( પ્રતાપ સામું જોઈને. ) કોઈ પણ બાકી રહી જવું જોઈએ નહિ.

ગૌતમ

નહિ, નહિ. આટલી આકા પણ નહિ ને.

[ પલ્લવી અંદર જાય છે અને નૃત્યને માટે તૈયાર થઈને આવે છે. પછી ગાય છે અને નૃત્ય કરે છે ]

પલ્લવી

નટખટ સહું ન મુરારિ (૨)
જમના ઘાટે, વાટે વાટે, દિન મધરાતે તારી—નટખટ (૨)
વાત ભૂલી દિલ દર્દ મટાડું, વેરણ વાંસળી ત્હારી,
વાગે આગે, મનડું જાગે, (૨) નિંદ હરી લે મ્હારી
—નટખટ (૨)
દિન એકની આપું અવધ હું (૨) કપટ ભૂલ કંસારિ,
વૃંદાવનમાં વેણુ વાગતાં (૨) રાધા નહિ રે' ત્હારી
—નટખટ (૨)

[ પલ્લવી બેસી જાય છે. બધાં પ્રશંસાની નજરે તેની સામે જોઈ રહે છે.]

ગૌતમ

(એકદમ ઊભો થઈ જઈને) good, good, લીલા દેસાઈ તો આની પાસે રૂપિયે આની આવે.

આકા

(ધીમે રહીને બોલે છે.) પ્રતાપભાઈ.

[ પ્રતાપ તેના સામું જુવે છે. ]

હવે તમે.

ગૌતમ

પછી તું કે રાકા ?

રાકા

(આનંદથી) હા. પછી હું.

[ પ્રતાપ ખુંખારો ખાય છે અને ગાવા માંડે છે ]

પ્રતાપ

સ્વતંત્રતા પડકારે હો, સ્વતંત્રતા પડકારે—(૨)
શિસ્તસંગઠન માગે હો, " " "
તારે નાદે, કાયર ભાગે, મરદો જાગે,
ડગલું ભરતા આગે આગે,
દિમાગમાં ખુમારી રાખે, નભ–જળ–ભૂમાં ધસતા હો !
સ્વતંત્રતા પડકારે.

એ સૈકાંની આળસ છોડી, પ્રચંડ કાય પોતાની મોડી !
શક્તિ સમજની રાખી જોડી, ઉન્નત શિરે ફરતા હો;
સ્વતંત્રતા પડકારે.

બળબુદ્ધિ વિદ્યાવાણીમાં, અસ્ત્રશસ્ત્રની ઉપાસનામાં,
ધર્મચક્રના અનુશાસનમાં, બેવડ જોરે બઢતા હો !
સ્વતંત્રતા પડકારે.

[ પ્રતાપ રૂમાલ કાઢી મોં લૂછે છે. રાકા તેના સામે આદર સાથે જોઈ રહે છે. પલ્લવી હર્ષમાં આવી જઈ તેને થાબડે છે ]

ગૌતમ

પ્રતાપભાઈ, તમે પણ કંઈ જાવ એવા નથી !

ચંચળબેન

( વહાલથી ) હવે આકા ગાય છે.

આકા

[ શરમાતે શરમાતે ]

'ચરણ ચાંપી મૂછ મરડી નાગણે નાગ જગાડીઓ,

ઊઠોને બળવંત કોઈ બારણે બાળક આવીઓ.

જળકમળ—'

[ આકા ગાતી હોય છે ત્યારે રાકા અંદર ચાલી જાય છે અને કમરે સાડીનો છેડો બાંધી ગળામાં ફૂલનો હાર પહેરી આવે છે. ]

ત્રિકમભાઈ

આકાબહેન, સરસ ગાયું હોં કે. હવે બહેનનો વારો, કેમ?

[ આકા તેમના સામું જોઈ સ્મિત કરે છે. પ્રતાપ રાકા સામે અનિમેષ નયને જોઈ રહે છે. પલ્લવી અને ગૌતમની નજર પણ રાકા તરફ જ છે. આ બધું જોઈને જાણે ભાવ-સમાધિમાં ડુબ્યાં હોય એમ ચંચળબેન શાન્ત બેસી રહે છે. રાકા સાભિનય ગાય છે ]

રાકા

ઊંચા ઊંચા આભલેથી, ટમક ટમક તારલા
શું શું જુઓ છો તમે ભોમમાં રે?
જોયો? બતાવો પ્રેમ હૈયું ડોલાવતો
મનડું મલકાય જેના સંગમાં રે.
કલ્પનાની પાંખે રચ્યો, આશાના નીરે સિંચ્યો
ભાવનાનાં તેજ ભરે અંગમાં રે.

જોયો ? બતાવો કો વહાલભર્યો માનવી
રે' હૈયાનો દોર જેના હાથમાં રે.
આછે આછે હાથે ઘડ્યો, સોણુલાંને રંગે મઢ્યો
જીવવું ગમે જેના સાથમાં રે.

[ બધા ઊભા થઈને રાકાને શાબાશી
આપે છે અને પડદો પડે છે. ]

## પ્રવેશ ૧ લો

[ હરરાય પોતાના ઓરડામાં છાપું વાંચતાં દેખાય છે. એમના થોડાક વધારે વાળ ધોળા થયા છે, છતાં તંદુરસ્તી અને આનંદ હજુ એનાં એ છે. એમણે ધોતિયું અને સદરો પહેર્યાં છે. 'ટપાલ' એવો અવાજ સંભળાય છે અને એક કાગળ આવી પડે છે. છાપું બાજુમાં મૂકી દઈને હરરાય એકદમ ઊઠે છે અને કાગળ વાંચવા લાગે છે. કાગળ વાંચીને ]

**હરરાય**

કહું છું....

[ અંદરથી રિતાબહેન 'આવી' એમ બોલે છે ]

પ્રતાપનો કાગળ છે.

[ રિતાબહેન બહાર આવે છે. એની એજ સૌમ્યતા છે. ઉંમરનો વધારો વાળ ઉપરથી અને હલનચલનમાં કળાય છે. ]

નોકરી મળી ગઈ! મેં પેલી ચિઠ્ઠી આપી હતી ને? હરજીવનદાસ અમદાવાદીની પેઢી ઉપરની!

રિતાબહેન

પેલી ગાંડીના તો નહિ સર કે સમાચાર !

હરરાય

પતુના કાગળમાં છે ને ?

[ એ ભાગ વાંચે છે. ]

'પતુને અંધેરીમાં ઘર મળ્યું છે. હજુ એ મને મળી નથી.'

રિતાબહેન

શાની મળે ? એ છોકરી કોઈ દિવસ ડાહી થશે ?

હરરાય

એની મેળે થશે. ( કાગળ આપે છે. ) લો, વાંચો.

રિતાબહેન

( ખુરશીમાં બેસીને વાંચે છે. ) ચાલો, પતુ તો ગોઠવાયો. વખત પણ કેટલો જલદીથી જાય છે !

હરરાય

હા, જુઓને. હજુ તો કાલે સવારે એ લોકો મળવા ગયાં હતાં ! અને એટલામાં ભણી રહ્યાં, પરણ્યાં અને નોકરીએ પણ લાગ્યાં !

રિતાબહેન

( થોડીવાર વિચાર કરીને ) ગૌતમભાઈને પણ આવી પેઢી–બેઢીમાં ગોઠવોને.

હરરાય

એમને બી. બી. એન્ડ સી. આઈ. ની ઑફિસમાં કંઈ ખોટું નથી. છતાંય ધીમે ધીમે જોઈશું.

રિતાબહેન

છોકરાં ઘર ચલાવશે બરોબર ? રાકા તો ઘરરખી છે એટલે પતુની ચિન્તા નથી. પણ આ પલુડી વલુડી છે અને ગૌતમભાઈ પણ !

હરરાય

अतिस्नेहः पापशङ्की। આપણે ઘર માંડ્યું ત્યારે આપણે કેવાં હતા ? એ તો ઉંમર થશે એમ બંને બરોબર થઈ જશે.

[ એટલામાં 'હો કે હરરાય'ની પરિચિત બૂમ સંભળાય છે અને નરૂભાઈ બારણામાં દેખાય છે. મોં પર એજ તરવરાટ છે અને ઉંમરનો ઘસારો પણ ખાસ દેખાતો નથી. ]

નરૂભાઈ

કેમ રિતાબહેન ? આ હરરાયને લહેર છે. (હરરાય સામે જોઈને) You can rest on your ours. I mean તમારે હવે કશી ઉપાધિ કે ચિંતા ન રહી ! પોટ્ટોપોટ્ટી પરણાવી દીધાં અને તમે retised થઈ ગયા !

હરરાય

(સસ્મિત) તમારે પણ શી પીડા છે ? નિવૃત્ત થવાને હવે બે જ મહિના રહ્યા ને !

નરૂભાઈ

એનું શું છે ? એ તો હજુ બે વર્ષ વધારે રાખે તોયે કોણ ના પાડવાનું છે ! મારે મોટી ચિન્તા તો કિતુની છે.

રિતાબહેન

(રસ લઈને) કેમ ? એનું પાછું શું છે ? કેવો સરસ છોકરો છે ? એને માટે વળી ચિન્તા શી ?

નરૂભાઈ

પરણુતો નથી એ જ ચિન્તા, બીજી શી ? અને હવે પાછું અમેરિકા જવાનું તૂત લઈ આવ્યો છે ! 'No education is complete without a trip to America' અમેરિકા જઈ આવે તેજ બરોબર ભણેલા કહેવાય ! આ મારું બેટું નવું ! ત્યારે આપણે તો Incomplete education વાળા, એમને ?

હરરાય

એમ નહિ, આપણા જમાનામાં પણ ઇંગ્લેંડ જવાનો એવો જ મહિમા હતો ને ?

નરૂભાઈ

પણ આપણે ગયા હતા ?

હરરાય

એ જુદો સવાલ છે. આપણાં માબાપ નહિ મોકલી શક્યાં હોય. તમારે કંઈ એવું છે ?

નરૂભાઈ

બસ ને ? તમે પણ આવું જ બોલશો ને ?

[ સહેજ ઢીલા થઈને અટકે છે ]

રિતાબહેન

પેલી વંદના હમણાંની નથી આવતી કે શું ?

નરૂભાઈ

આવે તો છે. પણ કંઈ hitch, I mean મુશ્કેલી આવી હોય એમ લાગે છે.

હરરાય

શી ?

નરૂભાઇ

આ ભાઇસાહેબને હજુ પૂરી ઓળખાણ થયેલી નથી લાગતી ! " અમે એકબીજાને પરણવા જેટલા ઓળખીએ છીએ એમ કહી શકાય ? " This is absurd. આપણે તો એક દિવસમાં ઓળખી જતા. અને આ ? Complete six months ! બરાબર છ મહિનાથી તો દરરોજ મળે છે અને હજુ પરણવા જેટલા ઓળખતા નથી ! Silly; absolutely silly ! આ છોકરાનું થશે શું ?

હરરાય

( હસીને ) The Heavens are not going to fall નરૂભાઈ. બધું બરાબર થઈ જશે. અમેરિકા ક્યાંય બાજુ પર રહી જશે અને કિતુ બે મહિનામાં પરણી જશે !

નરૂભાઈ

( નિસાસો નાખીને ) આને તમે ઓળખતા નથી !

[ હરરાય તકિયા ઉપર લંબાવે છે. નરૂભાઈ પણ નિરાંતે અઢેલીને બેસે છે, રિતાબહેન અંદર જાય છે અને પડદો પડે છે. ]

## પ્રવેશ બીજો.

મુંબઈના એક માળામાં બે ઓરડીમાં પ્રતાપ અને રાકા રહે છે. રાકા સાદું લૂગડું પહેરીને એક ખુરશીમાં બેસીને વાંચતી દેખાય છે. પ્રતાપ પ્રવેશ કરે છે. તેણે પાટલુન અને ખમિસ પહેર્યાં છે અને તેના હાથમાં બે 'બંડલ્સ' છે. ]

**પ્રતાપ**

જો તો રાકા. આજ તો લગભગ અર્ધો પગાર ખલાસ કરી નાખ્યો. ( બંડલો એક ટેબલ પર મૂકીને ખુરશીમાં બેસે છે. ) આજ તો પગારનો દિવસ ! પૈસા આવ્યા અને પેલો વીરૂ મળ્યો. અમે તો ઊપડ્યા Peoples' Paradise માં, અને આવતાં આવતાં આ બધું લીધું.

[ બેસીને નિરાંતે પવન ખાય છે અને રાકા બંડલ ઉઘાડીને બધું જુવે છે. ]

**રાકા**

આમ મારે માટે પૈસા નકામા શું કામ ખરચો છો ? થોડા પૈસા બચાવવા પણ જોઈએ ને ? આ રીતે તો તમારે અમદાવાદથી મંગાવવા પડશે.

પ્રતાપ

તે મંગાવીશું, એમાં શું? અમારે તો પૈસા આવે એમ જાય. ગણુત્રીબણુત્રી તમને લોકોને સોંપી.

[ હસે છે ]

રાકા

હજુ તો કેટલીય જરૂરની વસ્તુઓ ખરીદવાની છે. પપા અને રિતાબહેન આવે ત્યારે આવા ફર્નિચર અને ફોટા વિનાના ઘરમાં તેમને રાખું?

પ્રતાપ

લાવને ફર્નિચર. કોણ ના કહે છે?

રાકા

પણ પૈસા વિના જ?

પ્ર પ

( ગજવામાંથી પાકિટ કાઢીને ) આ રહ્યા પૈસા. હજુ તો અર્ધો પગાર વધ્યો છે.

રાકા

આખા મહિનાનું ખર્ચ પણ બાકી જ છે ને?

પ્રતાપ

મને આ પસંદ નથી, રાકા. આ શું? પગાર આવે એટલે ખરચીએ પણ નહિ?

રાકા

પણ અર્ધો પગાર!

પ્રતાપ

એ તો અર્ધોય ખરચાય અને આખોય ખરચાય! અને કાલે વીરુ અને રમેશ જમવા પણ આવવાના છે.

રાકા

(ચિડાઈને) તમે આવું બધું કરી આવો અને મને પૂછો પણ નહિ ?

પ્રતાપ

એમાં તને શું પૂછવાનું ?

રાકા

બધી તૈયારી મારે કરવાની છે કે બીજા કોઈને ?

પ્રતાપ

હું મદદ કરીશ. બસ. પલ્લવી પણ આવવાની છે.

રાકા

(આશ્ચર્યથી) પલ્લવીબેન ક્યાં મળ્યાં હતાં ?

પ્રતાપ

ફોર્ટમાં ગૌતમભાઈનો ભેટો થઈ ગયો હતો. એમની તો એની એ જ વાતો ! મેં કહ્યું, 'કાલે જમવા આવવાનું છે. પલ્લુને વહેલી મોકલજો." તો કહે, 'અરે હું પણ સવારના પહોરમાં આવી પહોંચીશને. પણ પછી મેટ્રોમાં જવાનું." અને મારો ઉત્તર પણ સાંભળ્યા વિના એમણે તો ચાલતી પકડી. ખરા છે !

[ રાકા સામું જોઈ રહે છે ]

રાકા

(ગંભીરતાથી જ) એટલે આ બધું કરવાનું છે કાલે સવારે, અને તમે મને આજે સાંજે કહો છો, એમને ?

પ્રતાપ

મેં કહ્યું નહિ ? હું છું ને ? પલ્લવી પણ આઠ વાગતામાં આવી સમજ ને.

રાકા

આવી રહ્યાં પલ્લવીબેન ! બપોર પહેલાં આવે તો શરત

પ્રતાપ

(સહેજ ગિન્નાઈને) ના પણ આવે. અમારે તમારા જેવું નહિ. નવ એટલે નવને પાંચ ન જ થાય !

રાકા

(મક્કમતાથી) એવું જ હોવું જોઈએ. (થોડીવાર શાન્ત બેસી રહીને) હવે હું કરીશ શું ? તમને હું ખરી વાત કહું છું. આવું બધું મને અગાઉથી પૂછ્યા વગર ન જ કરવું.

પ્રતાપ

(થોડા ગુસ્સે થઈને) એટલે ? વિચાર આવે કે તરત તને પૂછવા ઘેર દોડું ? દરેક નાની બાબતમાં તને પૂછીને પગલું ભરું ?

રાકા

(મિજાજથી) આ નાની બાબત છે ? છસાત માણસનું રાંધવાનું અને તૈયારી માટે સમય જ નહિ !

[રાકા પટપટ કરતી અંદરની રૂમમાં ચાલી જાય છે. પ્રતાપ ઊઠીને એક આરામ ખુરશીમાં પડે છે અને પાસેની એક ખુરશી ઉપર પગ નાખે છે. થોડીવારમાં રાકા પાછી આવે છે.]

રાકા

(ચીઢમાં ને ચીઢમાં) તમે, ભાઈસાહેબ, આવું બધું વેરવિખેર ન કરો ! દરેક વસ્તુ તેની જગ્યાએ જ જોઈએ.

પ્રતાપ

(સ્હેજ તપી ને) આ ઘર મારે માટે છે કે હું આ ઘર માટે છું?

શાકા

એનો નિર્ણય તમે જ કરજો, પણ આ ગમે તેમ બેસવાનું ખોટું. (ખુરશી ખેંચવા જાય છે.)

પ્રતાપ

(દૃઢતાથી) હું પગ નાખીશ.

શાકા

હું નહિ નાખવા દઉં.

[પ્રતાપના પગ તળેથી ખુરશી ખેંચી લઈને બેસી જાય છે]

પ્રતાપ

(ગુસ્સામાં, એકદમ) I Can't tolerate this! હું કાલથી બંને ખુરશી ભેગી કરીને બેસીશ.

શાકા

(નરમ પડીને) કેવી રીતે?

પ્રતાપ

તે તને કાલે જ બતાવીશ. (થોડીવાર પછી ઊભો થઈ જાય છે.) આજથી મારે ખુરશીમાં જ નથી બેસવું.

શાકા

(ગેલમાં આવીને) કેમ? હમણાં તો બે ખુરશીમાં બેસવાની વાત કરતા હતા ને?

પ્રતાપ

(ફરતો ફરતો) ચૂલો અને ચારણચૂલી! Please don't disturb me.

રાકા

(પાછી તપીને) તે નવરું પણ કોણ છે?

[ રાકા પાછી ઉતાવળી ઉતાવળી અંદર ચાલી જાય છે. પ્રતાપ પાટલુન કાઢીને એક ટેબલ ઉપર નાખે છે અને ખમીસ કાઢીને સદરો પહેરીને ટેબલને છેડે બેસે છે. રાકા પાછી આવીને પાટલુન ટેબલ ઉપર પડેલું જોઈ, પ્રતાપ સામે જોઈ, પાટલુન ઉપાડે છે અને પછી પાછળથી પ્રતાપનો કાન પકડીને પૂછે છે. ]

રાકા

પાટલુન ક્યાં મૂકવાનું?

પ્રતાપ

(કાન છોડાવીને) એટલે તું શું કહેવા માગે છે? કાલથી રસ્તામાં નાખીશ.

રાકા

હું નહિ નાખવા દઉં. દરેક વસ્તુ એની જગ્યાએ જ જોઈએ.

પ્રતાપ

તારે મને શિખામણ ના આપવી. (થોડીવાર પછી તારે પરણવાને બદલે મહેતાજી થવું જોઈતું હતું.

રાકા

(ચિડાઈને) That's my lookout. તમારે મને સલાહ આપવાની જરૂર નથી.

**પ્રતાપ**

તે નવરું પણ કોણ છે સલાહ આપવા ?

**રાકા**

આપો છો ને વળી ?

[ પ્રતાપ અંદર જાય છે. રાકા બેસી રહે છે. થોડીવારમાં પાછો ફરીને પ્રતાપ ખુરશીમાં બેસી જાય છે ]

**રાકા**

વાપરવાની ના કહેતા હતા ને ?

**પ્રતાપ**

( હજુ ગુસ્સામાં ) It's my chair. I shall use it.

**રાકા**

તમારી ' ચેર ' હોય તો કોટે બાંધીને ફરોને, હું ક્યાં ના પાડું છું.

**પ્રતાપ**

ગમે તેમ ના બોલ, રાકા. તને ખરી વાત કહું છું.

**રાકા**

તે શું કરશો વળી ?

[ રોવા જેવી થઈ જાય છે ]

**પ્રતાપ**

I shall see what I can do.

[ ચાલ્યો જાય છે. રાકા પણ અંદર ચાલી જાય છે, થોડીવાર પછી બંને પાછાં આવે છે અને ખુરશીમાં બેસે છે. કોઈ કોઈને બોલતું નથી. પડદો પડે છે. ]

[ બીજે દિવસે પ્રતાપ કપડાં પહેરીને બહાર જવા નીકળે છે. રાકા આગલી રૂમમાં બધું ગોઠવતી હોય છે. બંને તાજાં અને 'મુડ'માં આવી ગયેલાં દેખાય છે. ]

રાકા

અત્યારના પહોરમાં ક્યાં ચલાવ્યું ?

પ્રતાપ

વીરુ, રમેશ અને પલ્લવીને ના કહેવા.

રાકા

ગાંડેયાં ના કાઢો. એક વખત આમંત્રણ આપીને એમ ના કહેવા જવાતું હશે ?

પ્રતાપ

હું કહીશ કે મેં રાકાને પૂછયા વિના આમંત્રણ આપ્યું હતું, એટલે તે પાછું ખેંચી લઉં છું !

રાકા

( લાડતી લાડતી ) એટલે બધાં આગળ મને હલકી પાડવી છે એમ ને ?

પ્રતાપ

એમાં હલકી ક્યાં પાડું છું. I state facts.

રાકા

( ગોઠવવાનું પડતું મૂકીને ) Facts માં શું છે ? મેં શું કહ્યું હતું ? મને પહેલેથી વાત કરો તો હું બધું બરોબર તૈયાર કરી શકું ને ?

પ્રતાપ

પણ—

રાકા

( એની ખૂણ પાસે જઈને, એની દાઢી પકડીને ) તમે તે દિવસે કહેતા હતા ને કે 'હવે કદી નહિ ચિડાઉં ?'

રાકા

તે હું ક્યાં ચિડાયો છું ? આ તો વ્યક્તિસ્વાતંત્ર્યની વાત આવી એટલે.

પ્રતાપ

એટલે જેવું તમારું સ્વાતંત્ર્ય એવું મારું નહિ, ખરું ને ?

પ્રતાપ

( ખુરશીમાં બેસીને ) જો રાકા, દલીલમાં હું તને કદી જીતવાનો નથી. પણ I tell you, ના કહેવાના પણ There are Ways and Ways.

રાકા

હવે બીજા Ways વાપરીશું. બસ હવે. ( સ્મિત કરે છે અને અંદર જઈને એક ઝોળી લઈ આવે છે. ) લો ત્યારે, શાક અને પત્તરવેલીઆં લેતા આવો. મશાલો ભૂલતા નહિ, અને પાન....અને જલદી પાછા ફરવાનું.

પ્રતાપ

( મુડમાં આવી જઈને ) અરે હમણાં પાછો ફર્યો સમજને.

[ પ્રતાપ ચાલ્યો જાય છે, રાકા અંદર જાય છે અને બહાર આવે છે. રસોડાની તૈયારી કરતી કરતી બોલે છે ]

પ્રતાપ

(સ્વગત) છે કંઈ? ચીઢાયા શું અને મનાયા શું? આવો સ્વભાવ હોય? ના કહેવા નીકળ્યા'તા અને શાક લેવા ગયા! સાવ છોકરમત છે! ઉંમરે મારાથી મોટા તેમાં શું? માબાપે આવા છેક બાળક જેવા કેમ રહેવા દીધા હશે? પપાજીને ચાર જ દિવસ આમની સાથે રહેવાનું હોય તો! નાનીબેને કહ્યું હતું, 'આમને ગણત્રી કરતાં અને ગંભીર બનતાં શિખવજે?' શું શિખવું? કપાળ મારું! કમળના પાંદડાં ઉપર પાણીના ટીપા જેવું છે! કશું એમને અડકીને રહે ત્યારે ને? (શાંત થઈને થોડીવાર કામ કરે છે. પછી નિસાસો નાખીને) શું આમ ને આમ મારે આખી જિંદગી ગાળવાની? (શાન્ત બેસી રહે છે). નાનીબેનની સલાહ લેવી પડશે. પપાજીની તબિયતનો ગઈ કાલે કાગળ આવ્યો છે.

[ કંઈ નિશ્ચય કર્યો હોય એવું એના મોં ઉપરથી કળાય છે. બોલ્યા ચાલ્યા વિના તે આવજ્ન કરે છે અને પછી બેસીને રસોડાનું કામ શરૂ કરે છે. એટલામાં પ્રતાપ દાખલ થાય છે. અને પાછળથી રાકાની આંખો દબાવે છે. ]

રાકા

એટલામાં આવ્યા કે શું? કંઈ બહુ ઉતાવળા!

પ્રતાપ

ઉતાવળ કરવી જ પડે ને. તૈયારી કરવામાં મદદ કરવાની છે ને? (હસે છે.)

રાકા

(એક પાટલા ઉપર બેસીને પાતરાંની વ્યવસ્થા કરે છે) લો, આ શાક સમારો.

[ એક પાટલો ખસેડે છે. પ્રતાપ બેસે છે અને શાક સમારવું શરૂ કરે છે એટલામાં બહારથી બૂમ સંભળાય છે. 'આવું કે, રાકા ભાભી ?'

પ્રતાપ

હું કહેતો હતો ને ? જો પલ્લવી આવી પહોંચી !

રાકા

તમને પલ્લવી બેનનાં સ્વપ્નાં આવતાં લાગે છે ! આ તો વીરૂભાઈ છે, વીરૂભાઈ.

[ પ્રતાપ બારણા પાસે જાય છે, રાકા અંદર ચાલી જાય છે, વીરેન્દ્ર દાખલ થાય છે. ]

પ્રતાપ

હલ્લો, વીરૂ ! સગુણાબેન ના આવ્યાં ?

વીરેન્દ્ર

એને આજે એના કોઈ સગાને ત્યાં જવાનું હતું એટલે હું એકલો જ આવ્યો. ( પાટલા ઉપર બેસે છે. )

પ્રતાપ

( પાટલા ઉપર બેસીને ) અને રમેશ ?

વીરેન્દ્ર

હું એને ઘેર ગયો હતો, પણ કંઈ બહાર નીકળી ગયો લાગે છે. રાકા ભાભી ક્યાં ?

[એટલામાં રમેશની ' પ્રતાપ છે કે ! ' ની બૂમ બહારથી સંભળાય છે અને રમેશ અંદર આવે છે.]

**પ્રતાપ**

બેસ, રમેશ. તારી જ વાત કરતા હતા. અત્યારના પહોરમાં ક્યાં નિકળી પડ્યો'તો ?

**વીરેન્દ્ર**

( રમેશ સામું જોઈ ડોકું હલાવતો હલાવતો) સમજ્યા કેની ? એકાદ Visit તો મારવી જ પડે ને ? (બધાં હસે છે.)

**રમેશ**

તારી જેમ નહિ હોં કે ! પરણ્યા પહેલાંના તારા દિવસો ભૂલી ના જતો. ( આજુબાજુ જોઈને ) કેમ રાકાભાભી દેખાતાં નથી ?

[ રાકા અંદરથી બહાર આવે છે ]

ઓ–હો–હો કેમ રાકા....ભા....અરે ! બહેન, મદદ કરવા આવી પહોંચ્યો છું.

**વીરેન્દ્ર**

( નમસ્તે કરીને ) અને હું પણ.

**રાકા**

( હસીને ) કેમ, વીરૂભાઈ, એકલા આવી પહોંચ્યા ? રમેશભાઈ, મઝામાં ને. અહીં જ બેસોને. હું ચા બનાવી દઉં.

[ અંદર જવા જાય છે. ]

**પ્રતાપ**

અમે બધા અંદર જ બેસીએ તો ?

રાકા

(જતાં જતાં ઊભી રહીને) ના, ના. અહિં જ બેસો. વીરુભાઈને ઠીક પણ રમેશભાઈને ક્યાં રસોડામાં બેસવાની ટેવ છે?

[અંદર ચાલી જાય છે. પ્રતાપ વગેરે જુદે જુદે ઠેકાણે બેસે છે. એટલામાં પાડોશીનો છોકરો ચંપક પ્રતાપને બોલાવવા આવે છે.]

ચંપક

પ્રતાપભાઈ, તમારો ફોન છે.

[પ્રતાપ જાય છે. રમેશ અને વીરુ વાતો કરે છે. થોડીવારમાં પ્રતાપ પાછો આવે છે અને રાકાને બોલાવે છે.]

રાકા

(બહાર આવીને) શું છે?

પ્રતાપ

પલ્લવીનો ફોન છે. એ નથી આવવાની.

રાકા

હું તો કહેતી જ હતી. તમે ધારતા હતા કે પલ્લવીબેન આઠ વાગતામાં આવીને ઊભાં રહેશે. (સ્મિત કરે છે.)

પ્રતાપ

પણ બિચારી કરે શું? ગૌતમભાઈને સખત તાવ આવ્યો છે.

રાકા

(ગંભીરતાથી) હં! કાલે મળ્યા હતા એમ તમે તો કહેતા હતા ને?

પ્રતાપ

એટલે આજે તાવ ન આવે એવું કંઈ છે?

રાકા

કોણ પલ્લવીબેન ફોન ઉપર આવ્યાં હતાં?

પ્રતાપ

ના. એમના ઉપર પેલા કોઈ રહે છે ને? હું ધારું છું ડૉકટર છે તે.

રાકા

એમ કે? ત્યારે તો તાવ કદાચ વધારે હશે! આપણે આજે સાંજે જ જઈશું.

પ્રતાપ

જોઈએ. એ તો માંદગી હોયે ખરી અને ના પણ હોય! અમે તો એવા. ગૌતમભાઈને સહેજ ઠીક ન હોય અને પલ્લવી નિકળતી હોય અને તે કહે, 'આજે ના જઈશ ને!' તો પલ્લવી તો રોકાઈ જાય.

[હસે છે.]

રાકા

તમારાં પલ્લવીબેન બહુ સારાં, સ્નેહાળ, આજ્ઞાંકિત. બસ.

[ફિકું હસે છે.]

પ્રતાપ

(હસતો હસતો) પણ એથી તું એવી નથી એમ સાબિત નથી થતું.

રાકા

(ધીમેથી) જવાદોને હવે. તમે મને કેવી ધારો છો એ હું નથી જાણતી?

પ્રતાપ

(ગંભીર થઈ જઈને, ધીમેથી) એટલે તું શું કહેવા માગે છે?

રાકા

કંઈ નહિ, કંઈ નહિ.

[અંદર ચાલી જાય છે. પ્રતાપ રમેશ પાસે જઈને બેસે છે. એનું મોં સહેજ ગંભીર લાગે છે. રાકા ચા લઈને આવે છે. એના મોં ઉપર પણ આનંદ નથી. બધા ટેબલની આજુબાજુ ગોઠવાઈ જાય છે અને ચા પીએ છે.]

રમેશ

કેમ Upset લાગો છો, રાકાબેન ?

પ્રતાપ

પલ્લવી નથી આવવાની ને એટલે, બધી તકલીફ એને એકલીને ઉઠાવવી પડશે.

[રાકા પ્રતાપ સામું સહેજ ક્રોધી નજરે જુવે છે]

વીરેન્દ્ર

આપણે બધા છીએ ને ? Self help is the best help.

રાકા

અરે એ તો અમસ્થા ! તમે તમારે મારો ગપ્પાં, હું હમણાં જ બધું બનાવી દઉં છું.

[અંદર ચાલી જાય છે.]

રમેશ

રાકાબેન Sensitive લાગે છે !

વીરેન્દ્ર

સગુણા પણ એવી જ છે. બધી સ્ત્રીઓ એવી જ હોય, કેમ પ્રતાપ ?

પ્રતાપ

( વિચારમાં બોલતો હોય તેમ ) ના. ના. રાકા તો Oversensitive છે. She gets upset very soon !

રમેશ

ચાલો ત્યારે, જરા ચીઢવીએ.

વીરેન્દ્ર

હા. હા. મઝા આવશે.

[ પ્રતાપ ના, ના, કરે છે, પણ બંનેમાંથી કોઈ ગણકારતું નથી. રમેશ બૂમ પાડે છે. ' રાકાબેન, બહાર તો આવો. ' થોડીવારમાં રાકા આવે છે. ]

રમેશ

રાકા ભાભી—અરે, બહેન. બહુ મરચાં ના નાખતાં. આ પ્રતાપ કહે છે કે તમે તો બહુ મરચું ખાઓ છો.

[ હસે છે. ]

વીરેન્દ્ર

અને આપણને તો તળેલાં પત્તરવેલીઆં ભાવે છે. પ્રતાપ કહે છે કે તમે તો બાફેલાંના હિમાયતી છો.

[ હસે છે. ]

રાકા

( પ્રતાપને ) તમને આ સિવાયની વાત જ જડતી નથી ? અને આપણે મરચાં ક્યારે બહુ ખાઈએ છીએ ?

પ્રતાપ

( ખંધી રીતે હસતો હસતો ) આપણે નહિ, તું.

રાકા

અને તમે તો ઓછું ખાતા હશો ? અને બાફેલાં પત્તરવેલીઆં તમને કયારે ખવડાવ્યાં ?

વીરેન્દ્ર

( હસતો હસતો ) એ તો કહે છે, ' હું ગમે તેટલું કહું, પણ અહીં તો જે થતું હોય તે થાય. '

રાકા

( ગુસ્સે થઈ ને ) આવું જુઠું ? ખાઓ સમ તમારાં પલ્લવીબેનના, જો કોઈ દિવસ બાફેલાં પત્તરવેલીઆં ખાધાં હાય તો !

પ્રતાપ

( થોડો ગંભીર થઈને ) પણ રાકા, આ લોકો તો મશ્કરી કરે છે.

રાકા

( ડોકું હલાવીને ) કરે જ ને ? તમે આવું આવું કહો એટલે બીજું કરે પણ શું ?

પ્રતાપ

ચાલ, વીરૂ, ચાલ, રમેશ ! થોડીવાર બહાર જઈ આવીએ. પાછી upset થશે તો મીઠુંબીઠું વધારે નાખી દેશે.

[ બધા ઊઠે છે અને હસતા હસતા બહાર ચાલ્યા જાય છે. રાકા અંદર જઈને બહાર

આવે છે. એના મોં ઉપર ગુસ્સો છે. થોડીવારમાં
પ્રતાપ, પોતાનું પાકિટ ભૂલી ગયો હોય છે
તે લેવા પાછો આવે છે. ]

**પ્રતાપ**

( રાકા પાસે જઈને મૃદુ અવાજે ) તું પણ શું રાકા? મશ્કરી પણ નથી સમજતી ?

**રાકા**

( છંછેડાઈ પડે છે. ) હા, હા. હું તો સાવ મૂર્ખી છું. ડહાપણ તો બધું અમદાવાદમાં જ ભર્યું છે!

[ અંદર જવા માગે છે ]

**પ્રતાપ**

( તેની પાછળ જઈને ) પણ આ લોકોએ નક્કી કર્યું હતું કે તને ચીઢવવી.

**રાકા**

અને હું ચીઢાઈ!

**પ્રતાપ**

( ગુસ્સે થઈને ) તારે ન ચીઢાવું જોઇએ. you must learn to control yourself.

**રાકા**

આ ભાષણ કરવાની જગા નથી. તમે બહાર જાઓ. નકામી પાર્ટિ બગડશે અને પલ્લવીબેનને ત્યાં નહિ જવાય.

[ ઉતાવળી ઉતાવળી અંદર ચાલી જાય છે ]

પ્રતાપ

( પાકિટ ટેબલના ખાનામાંથી કાઢે છે. અને થોડીવાર કિંકર્તવ્યમૂઢ થઈને ઊભો રહે છે. પછી સ્વગત બોલે છે ). બહુ જ ગંભીર છે અને ખૂબ જ Touchy છે. (ફરે છે) આખું જીવન ! My god !

[ નિસાસો નાખે છે અને ચાલ્યો જાય છે. પડદો પડે છે. ]

## પ્રવેશ ૩ જો

[ ગૌતમ એક મુડા ઉપર બેઠો બેઠો દાઢી કરતો નજરે પડે છે. પલ્લવી અવારનવાર કામકાજ માટે આવજા કરતી દેખાય છે. ગૌતમમાં કશું જ પરિવર્તન થયું નથી. પલ્લવી થોડી કૃશ અને ગંભીર લાગે છે. ]

**ગૌતમ**

[ દાઢી કરતે કરતે થોભીને પલ્લવી તરફ જોઈ રહે છે. ]

તમે પાછળથી બરોબર શોભના સમર્થ જેવાં લાગો છો.

**પલ્લવી**

હું ( કશું ગોઠવે છે. )

**ગૌતમ**

(હજામત કરતો અટકીને ) અને તમે ગુસ્સો કરો છો ત્યારે આબાદ શાન્તા આપ્ટે જેવાં લાગો છો.

**પલ્લવી**

હું. ( એક ખુરશી એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકે છે અને ' ડસ્ટર 'થી સાફ કરે છે. )

ગૌતમ

( ચાલુ હજામતે ) અને તમે રાંધવા માટે બેસો છો ત્યારે તો પેલી..........કોણ રે...........you see......... તેના જેવાં લાગો છો.

પલ્લવી

( તેના સામું શુષ્કતાથી જોઈ રહે છે.) કોણ પણ ?

ગૌતમ

( રસમાં આવી જઈ ને ) કેમ ? પેલી....ઓ....

[ થોડું કપાય છે અને લોહી નિકળે છે ]

પલ્લવી

( પાસે જઈ ને પાવડર દાબતાં દાબતાં ) મેં તમને અનેક વખત કહ્યું છે કે તમારે મને નટીઓ સાથે ન સરખાવવી. તમને બહુ શોખ હોય તો તેમના ફોટા હારબંધ મૂકીને દરરોજ ફૂલ ચડાવોને !

ગૌતમ

( કપાયો છે ત્યાં રૂમાલ દાબીને ) હું બી try કરું છું. પણ સાળું એવું થઈ જાય છે ! તમે બોલો ત્યારે, ગાઓ ત્યારે, ન્હાઓ ત્યારે, કપડાં બદલો ત્યારે, હસો ત્યારે, વઢો ત્યારે, સૂઓ ત્યારે, બસ કોઈ ને કોઈ 'સ્ટાર' જેવાં જ લાગો છો !

[ પલ્લવી સામું પ્રશંસાની નજરે જોઈ રહે છે.]

પલ્લવી

બસ કરો હવે. હજામતનું પતાવો અને પેલી દવા પી લો.

ગૌતમ

શેની દવા?

પલ્લવી

કેમ, કાલે તાવ આવ્યો હતો તે ભૂલી ગયા? પતુને ઘેર પણ હું ન જઈ શકી! આજે એ લોકો આવ્યાં સમજોને! (બારણા તરફ નજર કરે છે.)

ગૌતમ

આવે તો એમને રાખી પાડજો. મજા આવશે. પ્રતાપભાઈ અચ્છા આદમી છે. ઘણી વખત મને એ શાહુ મોડક જેવા લાગે છે!

પલ્લવી

જો પાછા? તમને સિનેમા માટે આટલું બધું હતું તો પછી એજ લાઈનમાં કેમ ન ગયા?

ગૌતમ

મારો તો વિચાર હતો જ, પણ 'ફાધરે' મને ગભરાવ્યો કે હું સિનેમા લાઈનમાં જઈશ તો તમે મારી સાથે નહિ પરણો!

પલ્લવી

એટલે મારી સાથે પરણવા ખાતર તમે સિનેમા લાઈનમાં ન ગયા: અને હવે પરણીને ઘરમાં સિનેમા જોયા કરો છો!

ગૌતમ

પણ એમાં હું કંઈ ખોટું કરું છું?

પલ્લવી

(એકદમ તપી જઈને) of course માણસને કોઈ

બીજી બાબતોમાં પણ રસ તો હોવો જોઈએ ? આ તો સવાર સાંજ, બપોર કે રાત. બસ આ નટી અને પેલો નટ ! (છણકો કરીને ) આ શું બળ્યું ? મને તો બહુ જ કંટાળો આવે છે.

ગૌતમ

( પહેલાંના જેટલી જ સ્વસ્થતાથી ) તો હવે એવી વાત નહિ કરું. બસ.......પણ કહું ? અત્યારે તમારું મોં વાડિયાની નાદિયા જેવું લાગે છે !

પલ્લવી

( ગુસ્સે થઈ ને ) ચૂલામાં પડી તમારી નાદિયા !

[ એકદમ અંદર ચાલી જાય છે. ગૌતમ પણ હજામતનો સામાન લઈ અંદર ચાલ્યો જાય છે. અને થોડીવારે મોં લુછતો લુછતો ફરીથી દાખલ થાય છે. ]

ગૌતમ

( સ્વગત ) સિનેમામાં તો, બસ, જવાનો, જવાનો ને જવાનો જ. એના વિના જિંદગી કેમ કરીને જાય ? (થોડીવાર આંટા મારે છે ) આ શું સાળું ? સવાર સાંજ એક જ ટેબલ ઉપર બેસીને આંકડા ગણવાના અને ઘેર આવો તો Ban on Cinema talk ! ( માથું ધુણાવીને ) No. No. મને ગમે છે એજ રસ્તે હું જવાનો. !

[ વળી પાછો નીચું ઘાલીને આંટા મારે છે. પલ્લવી હાથમાં દવાનો પ્યાલો લઈ ને દાખલ થાય છે. ]

પલ્લવી

પાછા દવા ભૂલી ગયા? લો, આ પીલો.

[ પ્યાલો તેની તરફ ધરે છે.]

ગૌતમ

I am O. K. મારે દવાને શું કરવી છે? મને દરરોજ સિનેમામાં જવા મળે તો કોઈ દિવસ માંદો જ ના પડું ને!

પલ્લવી

( ચીડાઈ ને ) પાછી સિનેમાની વાત ! ( થોડીવાર પછી ) તો જાઓ. કોણ રોકે છે?

ગૌતમ

તમે જ વળી. બીજું કોણ રોકી શકે?

પલ્લવી

( ગુસ્સામાં ) હું તમને રોકું છું. ? Why should I? તમને જો ઘર કરતાં ત્યાં વધારે ગમતું હોય તો જાઓ, દરવાજા ખુલ્લા છે.

ગૌતમ

( પલ્લવી સામું જોઈ રહે છે, પછી એકદમ ) બસ, આવો જ પ્રસંગ 'સીધા રાસ્તા'માં છે. અલ્લારખ જવા માગે છે અને નઝીમા તેને રોકે છે. પછી નઝીમા હા પાડે છે એટલે અલ્લારખ જવાનું માંડી વાળે છે.

[ બેસી જાય છે ]

પલ્લવી

( ખૂબ કંટાળીને ) મહેરબાની કરીને સિનેમાની વાત છોડો અને આ દવા પી લો.

ગૌતમ

મેં તમને કહ્યું નહિ. I am O. K,

પલ્લવી

(તોછડાઈથી) કહ્યું તેથી શું ? દર ત્રીજે દહાડે તો તબિયતમાં કાણું પડી જાય છે !

ગૌતમ

(ગંભીર થઈને) એટલે ?

પલ્લવી

(ગુસ્સાથી) એટલે એમ કે સિનેમાનું ધ્યાન ધરો છો એના કરતાં શરીરનું ધ્યાન ધરો અને કસરત કરો.

ગૌતમ

અને જડભરત જેવા થાઓ ! કોઈ જાતનો રસ નહિ કે કોઈ પ્રકારની રસિકતા નહિ !

પલ્લવી

(તિરસ્કારથી) આ રસિકતા ! હું. માંદલાઓની રસિકતા પણ માંદલી જ ને !

ગૌતમ

એટલે તમે શું કહેવા માગે છો ?

પલ્લવી

(શબ્દો ઉપર ભાર દઈને ધીમે ધીમે) એટલે હું એમ કહેવા માગું છું કે નટનટીઓનાં નામ લીધાં કરવાં અને એમનાં જ સ્વપ્ન સેવવાં એ માંદલી રસિકતા છે ! (થોડીવાર થોભીને) બનાવોને એકાદ નટ જેવું શરીર અને બતાવોને એના જેવો—(અચકે છે.)

ગૌતમ

( આતુરતાથી ) એના જેવો શું ?

પલ્લવી

( એકદમ ) શું તે પ્રેમ ! હિંમત હોય તો સિનેમામાં બતાવે છે એવો પ્રેમ કરી જાણોને.

ગૌતમ

ત્યારે હું શું કરી રહ્યો છું ?

પલ્લવી

મશ્કરી.

ગૌતમ

( આશ્ચર્યથી ) મશ્કરી ? કોની ?

પલ્લવી

પ્રેમની અને મારી.

ગૌતમ

જુઓ. તમે બહુ fast જાઓ છો. આમ તો હું સુધરેલા વિચારનો છું, પણ, there is a limit !

[ ઊભો થઈ જાય છે અને આમતેમ ફરે છે ]

પલ્લવી

( મશ્કરીમાં હસીને ) બસ ને ? ( થોડીવાર શાંત રહ્યા પછી ) આ બાબતમાં મારા કિતુભાઈ ! કેવું શરીર ! કેવી રસિકતા ! અને આમ ચીડાય કે ?

ગૌતમ

( એકદમ બરાડો પાડીને ) બહુ થયું હવે ! અને હું

તમને ચોખ્ખું કહું છું કે તમારા કિતુભાઈનું નામ મારી આગળ તમારે ન દેવું.

[ઉતાવળો ઉતાવળો આંટા મારે છે]

પલ્લવી

(ઠંડા પેટે) કારણ? એમણે બિચારાએ તમારું શું બગાડયું છે?

[ગૌતમ સામું જોઈ રહે છે.]

ગૌતમ

(ઠંડો પડીને) મને ન ગમે તે તમારે ન કરવું જોઈએ.

પલ્લવી

અને મને ન ગમતું હોય તે? તમારે?

ગૌતમ

(તેની પાસે આવી હાથ જોડીને) મને માફ કરો.

[ઉતાવળો ઉતાવળો, ગૌતમ અંદર ચાલ્યો જાય છે. પલ્લવી થોડીવાર ખુરશીમાં બેસી રહે છે, પછી ઊભી થઈને ધીમે ધીમે આંટા મારે છે.]

પલ્લવી

(સ્વગત) કિતુભાઈ કહેતા હતા, 'આપણે ત્યાં લગ્નની ગંભીરતા લગ્ન પછી જ સમજાય છે.' (નિસાસો નાખે છે.) કેટલું સાચું? (ગૌતમ ચાલ્યો ગયો હોય છે તે દિશા તરફ જોઈને) આ માણસ! એને એક જ બાજુ છે! (ફરીથી નિસાસો નાખે છે.) આખું જીવન!!

[ હાથ મોં ઉપર રાખીને બેસી જાય છે. થોડીવાર પછી ધીમે પગલે અંદર ચાલી જાય છે, પ્રતાપ અને રાકા પ્રવેશ કરે છે. બંને ગંભીર છે. બંનેએ પહેરવેશમાં થોડો ફેર કર્યો છે. પ્રતાપે ધોતીઉં અને પહેરણ અને રાકાએ ધોળી સાડી પહેર્યાં છે. રાકા, 'છોકે પલ્લવી-બેન?' અને પ્રતાપ, 'ઊઠ્યા છો કે ગૌતમ-ભાઈ' એમ બોલે છે. અને અંદર જવા જાય છે. ત્યાં પલ્લવી સામી મળે છે. પલ્લવીનું મોં રડેલું છે. તે બંનેનું હસતે મોંએ સ્વાગત કરે છે. ]

પલ્લવી

(પતુ સામે નજર ઠેરવીને) મેં ધાર્યું જ હતું કે તમે આવશો. (રાકાનો હાથ પકડી ને) માફ કરજો, ભાભી, હું ગઈ કાલે ન જ આવી શકી.

પ્રતાપ

(પલ્લવી સામે સાશંક નજરે જોઈ રહે છે) કેમ છે ગોતમભાઈની તબિયત? શું થયું હતું?

રાકા

અને તમારી? તમે પણ રોજ જેવાં નથી લાગતાં.

પલ્લવી

એમને તો સાધારણ તાવ હતો. મને કહે, 'ના જઈશ ને' એટલે હું રોકાઈ ગઈ.

[ પ્રતાપ–રાકા એક બીજાની સામે અર્થપૂર્ણ નજરે જોઈ લે છે, ગૌતમ દાખલ થાય છે. એનામાં કોઈ જાતનો ફેરફાર થયો નથી. ]

ગૌતમ

ઓ હો હો, આવો, આવો પ્રતાપભાઈ, આવ, રાકા. કાલે મારી તબિયત બગડી ગઈ એટલે ન આવી શકાયું. (પલ્લવી તરફ જોઈ લે છે અને પ્રતાપને ખભે હાથ મૂકીને) અત્યારે તમારી બેન વેરની વસુલાતમાં સવિતાદેવી લાગતી હતી એવાં લાગે છે.

[ હસે છે. પલ્લવી ઊઠીને અંદર ચાલી જાય છે. ]

પ્રતાપ

(ગૌતમ સામે સાશ્ચર્ય જોઈ રહે છે.) તબિયત કોની ખરાબ છે? તમારી કે પલુની ?

ગૌતમ

ગઈ કાલે મારી ખરાબ હતી, આજે એમની.

પ્રતાપ

(ચિંતાયુક્ત વદને) એને શું થયું છે ?

ગૌતમ

સિનેમાનો શોખ નથી એટલે મન આખો દિવસ ભારે ભારે રહે છે! (પ્રતાપને ખભે ધબ્બો મારીને) દિલ તો બહેલાવવું જોઈએ ને? **जिन्दगी है मौज, मौज, मौज...** બસ ખાવું, પીવું, સિનેમામાં જવું અને લહેર કરવી !

[ બેફિકરાઈથી હસે છે અને આમતેમ ફરે છે. રાકા, અંદર પલ્લવી પાસે ચાલી જાય છે. ]

પ્રતાપ

કાલે પેલો રમેશ કહેતો હતો કે તમે રાજીનામું આપવાના છો. મને પલુએ તો કંઈ વાત જ નથી કરી !

ગૌતમ

એમને જ ક્યાં ખબર છે ? મેં તો સિમેમા લાઈનમાં જવાનું નક્કી કરી દીધું છે.

પ્રતાપ

( સાશ્ચર્ય ) એમ ! પલ્લવી શું કહે છે ?

ગૌતમ

મેં કહ્યું નહિ, એમને ખબર જ નથી.

પ્રતાપ

એકાએક જવા માગો છો ? ખબર આપ્યા વિના જ !

ગૌતમ

Oh yes સિનેમામાં થાય છે એવું જ. એકદમ ચાલી નિકળવાનું. બધા શોધવા આવે. લાંબે વખતે હું જડું. મોટો સ્ટાર થઈ ગયો હોઉં ! ખૂબ પૈસા કમાયો હોઉં ! બધા આશ્ચર્યમાં ડૂબે અને પલ્લવી—તમારી બેન—

પ્રતાપ

( તેની સામું શંકાની નજરે જોઈ રહે છે. ) આ શું ? અહિં જ 'પ્રેક્ટિસ' ?

ગૌતમ

( ફરતો જાય છે અને બોલે છે, ) Of course life is a film ! લલા, લલા, લલા.......લલા, લલા, લલા........ movie and talkie both. લલા, લલા, લલા....

[ તાનમાં અને તાનમાં આંટા મારે છે. પલ્લવી અને રાકા બંને આવે છે. પલ્લવી ગૌતમ તરફ નજર કરી લે છે. તેની આંખમાં

કંટાળો અને અણગમો હોય છે. રાકા હંમેશની જેમ ગંભીર હોય છે. ]

પલ્લવી

પતુ, પપ્પાનો કાગળ છે. રિતાબેન માંદાં છે !

પ્રતાપ

( મોં ઉપર દુઃખ અને આશ્ચર્યનો ભાવ આવે છે. ) હેં ! શું થયું છે ? મારા ઉપર કેમ કાગળ નથી ?

પલ્લવી

( ગંભીરતાથી ) હું ધારું છું કે તારે ત્યાં પણ આજે જ આવશે.

પ્રતાપ

અઠવાડિયા પહેલાં પપ્પાનો કાગળ હતો એમાં તો કંઇ નહોતું લખ્યું !

પલ્લવી

પરમ દિવસે જ attack આવ્યો ! પપ્પાએ લખ્યું છે, 'આ વખતે સ્થિતિ ગંભીર છે !' ( કાગળ આપે છે. )

પ્રતાપ

( આખો કાગળ ઝડપથી વાંચી જાય છે ) આપણે કાલે જ નિકળી જવું જોઈએ !

પલ્લવી

ભાભીને સાથે જ લઈશું ને ?

રાકા

હું વચમાં જ ઊતરી જઈશ. મારે ઘેરથી પણ કાગળ છે. નાનુભાઈ સખત બિમાર છે.

પ્રતાપ

(ગૌતમ ફરતો હોય છે તેની પાસે જઈ) તમે ગૌતમભાઈ ?

ગૌતમ

હું તો અહીં જ રહીશ. મારાથી હાલમાં મુંબઈ છોડી શકાય એમ નથી !

['લલા, લલા' કરતો કરતો ફરે છે. પ્રતાપ, પલ્લવી અને રાકા અંદર ચાલ્યાં જાય છે. ગૌતમ એકદમ ઊભો રહી જાય છે.]

Life is a film ! આવું humdrum જીવન શે જીવાય ? એમનો સ્વભાવ આનંદી છે, પણ સિનેમાનો શોખ જ નહિ ! એવું ન ચાલે....હું તો જવાનો જ....

[એના મોં ઉપર નિર્ણયની મક્કમતા હોય છે. એક બે આંટા મારીને એ પણ ચાલ્યો જાય છે અને પડદો પડે છે.]

## પ્રવેશ ૪ થો.

[ રિતાબ્હેન સૂતાં છે. હરરાય તેમનો હાથ પોતાના હાથમાં લઈને બેઠા છે. ]

**રિતાબેન**

( ક્ષીણ અવાજે ) છોકરાં આવ્યાં ?

**હરરાય**

હમણાં જ આવી પહોંચશે, બેચાર મિનિટમાં.

**રિતાબેન**

તાર કર્યો હોત તો વહેલાં આવતને !

**હરરાય**

( ખૂબ વહાલથી રિતાબેન સામું જોઈ રહે છે. ) અરે, ગભરાઈ જાય બિચારાં ! અને તેમાંય તારી માંદગીનું વાંચે એટલે તો....

[ બહાર અવાજ સંભળાય છે. હરરાય 'જો, છોકરાં આવી પહોંચ્યાં' કહે છે. રિતાબેન આતુરતાથી બારણા તરફ નજર ફેરવે છે. પ્રતાપ અને પલ્લવી પ્રવેશ કરે છે. બંનેના દેખાવમાં ઉજાગરો અને થાક કળાય છે. 'અમિ, અમિ' કહેતી કહેતી પલ્લવી અને 'મા,

મા,' કહેતો કહેતો પ્રતાપ એકદમ રિતાબેનના ખાટલા પાસે બેસી જાય છે અને ધીમે રહીને બંને જણુ તેમના ઉપર માથું મૂકી દે છે. ]

રિતાબેન

[ખૂબ મમતાથી બંનેના માથા ઉપર હાથ ફેરવે છે. ]

આવી ગયાં! બેટા પતુ! (પતુ મા સામે જુવે છે.) કેમ સહેજ સોરાયો છે? અને તું દીકરી! (પલ્લવી ઊંચું જુવે છે) મારી તોફાની! (એના ગાલ ઉપર ટપલી મારે છે.) કેમ ઝાંખી પડી ગઈ છે?

[બંને માથું તેમના ઉપર મૂકી દે છે અને રિતાબેન હાથ ફેરવ્યા કરે છે. ]

હરરાય

આખી રાતની મુસાફરી અને પાછાં બંને સાથે! વાતો કર્યા કરી હશે! પતુ–પલુ, જાઓ, બધું પરવારીને આવો.

[પ્રતાપ અને પલ્લવી ઊઠે છે અને રૂમાલથી મોં લૂછતાં લૂછતાં અંદર ચાલ્યાં જાય છે. હરરાય પહેલાંની જેમ બેસીને રિતાબેનનો હાથ પંપાળે છે. રિતાબેનને ઊંઘ આવી જાય છે. થોડીવારમાં નરૂભાઈ દરવાજામાં દેખાય છે. હરરાય રિતાબેનનો હાથ ધીમેથી નીચે મૂકી એકદમ નરૂભાઈના સામે જાય છે અને રિતાબેન તરફ આંગળી કરી તે સૂઈ ગયાં છે એવું સૂચન કરે છે. બંને જણુ ઓરડાને બીજે છેડે ખુરશીઓ લઈને બેસે છે. ]

નરૂભાઈ

(ગંભીરતાથી) The same old attack again? છોકરાં તો આવી ગયાં ને? (હરરાય ડોકું ધુણાવીને હા પાડે છે. થોડીવાર શાંતિથી બેસી રહીને નરૂભાઈ એકદમ ટટાર થઈ જાય છે અને હરરાયના ખભા ઉપર હાથ મૂકીને) The problem is solved! બેડો પાર, હરરાય.

હરરાય

(ધીમેથી પણ રસપૂર્વક) શું?

નરૂભાઈ

કિતુએ હા પાડી દીધી!

હરરાય

(હસીને) હું નહોતો કહેતો કે અમેરિકા–બમેરિકા બાજુ ઉપર રહી જશે!

નરૂભાઈ

(હરરાયને શાબાશી આપતાં આપતાં) your prophecy has come true. તમારી ભવિષ્યવાણી સાચી પડી છે. લગ્ન પણ એક બે મહિનામાં થઈ જશે!

હરરાય

ચાલો ત્યારે. હવે તો તમે દુનિયામાં સુખીમાં સુખી માણસ ખરાને!

નરૂભાઈ

(ઢીલાશથી) આ Asthma ક્યાં છોડે છે? (ઉધરસ ખાય છે) એ ના હોય તો તો? (ફરીથી ઉધરસ ખાય છે.) છોકરાં કેમ નથી દેખાતાં?

**હરરાય**

આવતાં જ હશે.

**નરૂભાઈ**

[ પ્રતાપ ને પલ્લવી થોડીવાર પછી આવી પહોંચે છે. બંનેએ સાદાં કપડાં પહેર્યાં છે. બંને ગંભીર છે. ]

**પલ્લવી**

નરૂકાકા, જય હિંદ.

[ નમસ્કાર કરે છે. પ્રતાપ પણ કંઈ બોલ્યા વિના હાથ જોડે છે ]

**નરૂભાઈ**

(થાબડીને) અરે વાહ પોટ્ટી! તું તો છ મહિનામાં સાવ બદલાઈ ગઈ છે ને! અને પ્રતાપ! You have become a little old man! કંઈ બહુ ઠરેલ થઈ ગયો છે!

**હરરાય**

મુસાફરીનો થાક અને ઉજાગરો અને એની માંદગીની ચિંતા!

[ પ્રતાપ–પલ્લવી બેસે છે ]

**પલ્લવી**

કિતુભાઈ શું કરે છે, નરૂકાકા?

**હરરાય**

(વચમાં બોલી ઊઠે છે.) કિતુ તો પરણે છે!

**પ્રતાપ–પલ્લવી**

(સાથે) હેં! કોની સાથે!

**નરૂભાઈ**

પેલી કોઈ એની friend હતી ને?

પલ્લવી

વંદના ?

નરૂભાઇ

એ જ હશે. I don't remember names. નામ-બામ આપણને યાદ રહેતું નથી. But there is a girl. કોઈ છોકરી તો જરૂર છે.

[હસે છે. અને બધાં હસી પડે છે]

પ્રતાપ

અમે તો આજે જ કિતુભાઈને મળવા આવવાનાં છીએ.

નરૂભાઈ

એજ હમણાં આવશે ને ! હું નીકળ્યો ત્યારે 'રિતાકાકી' પાસે આવવાનું કહેતો હતો. તમે આવવાનાં છો એ પણ એ જાણે છે.

[ઊઠે છે અને ઉધરસ ખાય છે. 'All right, લડકે લોક. ઘેર આવજો ખરાં' કહેતા કહેતા અને ઉધરસ ખાતા ખાતા ચાલ્યા જાય છે.]

હરરાય

પતુ, ચાલ તો, અમિનો ખાટલો ઉચકાવ. જોડેની રૂમમાં ખસેડીએ. તમે આવી પહોંચ્યાં એટલે કે કેમ પણ બહુ નિરાંતે ઊંઘે છે !

[હરરાય અને પ્રતાપ રિતાબેનનો ખાટલો ઊચકીને અંદર લઈ જાય છે. પછી બંને પાછા આવે છે.]

પલ્લવી

અમિ બહુ serious છે, પપા ?

હરરાય

(વહાલથી) ના, રે, ના. કાગળ લખ્યો તે દિવસે ગંભીર 'હુમલો' હતો. હવે તો ચિંતા જેવું કંઈ જ નથી.

પ્રતાપ

અમે તો એવા ગભરાયા !

હરરાય

મેં ધાર્યું જ હતું, એટલે જ તાર ન કર્યો ને ! તમે અહીં બેસો છો ને ? હું પરવારી લઉં.

[ જાય છે. ]

પલ્લવી

(થોડીવાર શાંત બેસી રહ્યા પછી જાણે કંઈ નિર્ણય કર્યો હોય તેવી રીતે) હું તો કિતુભાઈને કહીશ કે પરણતા નહિ !

પ્રતાપ

કેમ, તું પરણીને બેઠી અને એમને એવી સલાહ ?

પલ્લવી

એટલે જ. પરણીને જ મને સમજાયું કે લગ્નજીવનમાં સાર નથી !

પ્રતાપ

(એની સામે કુતૂહલપૂર્વક જોઈ રહે છે.) આમ કેમ બોલે છે, પલુ ? ગૌતમભાઈ તો લહેરી માણસ છે !

પલ્લવી

(ખિન્નતાથી) લહેરી તો છે સ્તો. પણ પછી ? બીજી

કોઈ બાજુ તો હોવી જોઈએ ને ? આખોય વખત સિનેમા, સિનેમા અને સિનેમા !

પ્રતાપ

એવી લત થોડો વખત રહેશે. પછી ભૂલી જશે !

પલ્લવી

ભૂલ્યા બાપ ! ( નિસાસો નાખે છે અને શાન્ત બેસી રહે છે. પછી ધીમે ધીમે ઉમેરે છે ) હું તો હવે જવાની જ નથીને !

પ્રતાપ

( આશ્ચર્ય સાથે, એકદમ ) શું વાત કરે છે ? હું પણ સીધો જ ચાલ્યા જવાનો વિચાર કરું છું !

પલ્લવી

( સાશ્ચર્ય ) તારે શું છે વળી ? ભાભી તો કેવાં ઘર-રખ્ખુ છે ?

પ્રતાપ

એથી શું ? વાતવાતમાં ગુસ્સે થઈ જાય છે ! હું તો કંટાળી ગયો છું ! over sensitive છે !

[ દુઃખી વદને પલ્લવી સામું જોઈ રહે છે. ]

પલ્લવી

એ તો થોડા વખતમાં લહેરી થઈ જશે !

પ્રતાપ

( નિરાશાથી ) I don't think અને સાચું કહું, પલુ ? મારાથી તો ડગલે ને પગલે એની સરખામણી તારી સાથે થઈ જાય છે ! તમારા બંનેમાં કેટલો બધો ફેર છે !

પલ્લવી

(સાશ્ચર્ય) કેટલું સરખું ? મારાથી પણ એમની સાથે તારી અને કિતુભાઈની સરખામણી કરી દેવાય છે! (નિસાસો નાખે છે.) અને કેટલો તફાવત!

પ્રતાપ

(ગંભીરતાથી) મારું મન કેટલીય વખત સવાલ પૂછે છે, 'કુંવારાં જ સારાં ?'

પલ્લવી

મને તો ખાત્રી પણ થઈ ચૂકી છે કે, કુવારાં જ સારાં.

[બહારથી અનિકેતની બૂમ સંભળાય છે. 'છે કે પ્રતાપ? છે કે પલ્લવી?' બંને ઊભાં થઈ જાય છે અને સ્વસ્થ થઈ બારણા સુધી લેવા જાય છે. અનિકેત હસતો હસતો દાખલ થાય છે. પ્રતાપ–પલ્લવી તેને ગંભીરવદને વંદન કરે છે, અને બધાં આવીને મૂળસ્થાને બેસે છે.]

પલ્લવી

પરણી જવાના ને, કિતુભાઈ ?

અનિકેત

(આનંદથી) હાસ્તો વળી. તમે બંને પરણી ગયાં એટલે મારે પણ વિચાર તો કરવો જ પડેને ?

પલ્લવી

તમે તો કહેતા હતા કે લગ્ન એક ગંભીર વિષય છે!

અનિકેત

હજુ પણ એમ જ કહું છું.

પલ્લવી

ત્યારે પરણ્યા છો શા માટે ?

અનિકેત

મેં પરણવું નહિ એવું કદી કહ્યું જ નથી ! ( ગંભીર થઈ જાય છે. ) વળી જેના જોરે કુંવારા રહી શકાય એવો કોઈ આદર્શ હું નક્કી ન જ કરી શક્યો !

[ નિસાસો નાખે છે. ]

પ્રતાપ

એટલે ?

અનિકેત

એટલે એમ કે પહેલાં હું ધારતો હતો કે હું આજીવન સેવાનું કામ કરી શકીશ. પણ—

પલ્લવી

( ખૂબ રસ લે છે. વચમાં જ બોલી ઊઠે છે. ) પછી શું થયું ?

અનિકેત

એવા જીવનને માટે જોઈએ એટલી સાધના હું ન કરી શક્યો !

પલ્લવી

હવે કરો. કર્યા કરો. પણ પરણી શું કામ જાઓ છો ?

અનિકેત

( હસે છે ) તું પરણીને બેઠી એટલે હવે બધાં કુંવારાં રહે એવો પ્રચાર કરવો છે કે શું ?

પલ્લવી

(ફિક્કું હસે છે.) એવું તો કંઈ નહિ. પણ એમાં કંઈ માલ નથી.

[ગંભીર થઈ જાય છે]

અનિકેત

(પ્રતાપ તરફ નજર ફેરવીને) તમારો શુ અભિપ્રાય છે, પ્રતાપરાય?

પ્રતાપ

પલ્લવી જેવો જ. લગ્નજીવનમાં બહુ મઝા તો નથી જ.

અનિકેત

(અનુકંપાપૂર્ણ નજરે બંને સામે જુવે છે.) તમે બંને આવાં કેમ થઈ ગયાં છો? એવું મોટું શું આવી પડ્યું છે? કે પછી જીવનની પહેલી કસોટીથી જ કંટાળી ગયાં?

પલ્લવી

શું થાય, કિતુભાઈ? સ્વભાવમેળ વિના સાથે કેમ કરીને રહી શકાય?

અનિકેત

સ્વભાવમેળ સાધવો જોઈએ....થોડા જ પ્રયત્નની જરૂર છે.

પ્રતાપ

(નિરાશાથી) એમ કંઈ સ્વભાવમેળ સધાતો નથી! આ રાકા. કેટલી હોશિયાર છે, પણ વાતવાતમાં ખોટું લગાડે છે અને upset થઈ જાય છે!

પલ્લવી

અરે, એમની તો વાત જ ના પૂછશો.

અનિકેત

કેમ, કહેને. સાંભળીએ તો ખરા કે આખું જીવન આનંદમાં ગાળવાની વાતો કરનાર પલ્લવીને કયા મહાન દુઃખે ફક્ત છ જ મહિનામાં આવી કરી નાખી !

[ સસ્મિત પલ્લવી સામે જોઈ રહે છે. ]

પલ્લવી

આમ તો સીધા માણસ છે, પણ આખોય દિવસ, સનેમા, સિનેમા અને સિનેમા ! તું ફલાણી નટી જેવું બોલે છે અને ઢીંકણી જેવું ગાય છે. ફલાણી જેવું હસે છે અને ઢીંકણી જેવું રડે છે ! આવું તે બન્યું હોય !

અનિકેત

(હસતો હસતો) આમાં શું મોટી બાબત છે ? આવું કેમ ન હોય ? ગૌતમભાઈને સિનેમાનો શોખ છે. એમના મગજમાં એ સિનેસૃષ્ટિનાં પાત્રો રમ્યા કરે છે. એમની સાથે ઘણોખરો વખત તું હોય છે અને એમને તારા માટે સ્નેહ છે, એટલે એમની સાથે તારી સરખામણી કર્યા કરે છે ! તું એમનો વિરોધ કરે છે એટલે એમને વળ ચઢે છે !

પલ્લવી

પણ મને કંટાળો ન આવે ?

અનિકેત

આવે. જરૂર આવે. સાચવવાનું પણ ત્યાં જ છે ને !

પલ્લવી

શી રીતે સાચવું ? એમને બીજી કોઈ બાબતમાં રસ હોય તો ને ?

અનિકેત

પણ તું સિનેમામાં રસ લે ને. તું એમને અનુકૂળ થા, એટલે તને ગમતી બાબતોમાં એ જરૂર રસ લેશે અને તને અનુકૂળ થવાનો ખરા હૃદયથી પ્રયત્ન કરશે. (પલ્લવી અનિકેત સામું સાદર નયને જોઈ રહે છે.) પ્રતાપને પણ હું માનું છું કે થોડા જ પ્રયાસની જરૂર છે. રાકા ઘરરખ્ખુ છે. ઘરમાં સહેજ પણ વાંકુંચૂંકું થાય એ એને ન જ ગમે. પ્રતાપે એને અનુકૂળ થવું જ જોઈએ.

પ્રતાપ

અને એણે મને અનુકૂળ ન થવું જોઈએ ?

અનિકેત

(ધીમે ધીમે ભારપૂર્વક) એ થાય જ છે....પણ પ્રયત્ન બંને બાજુનો હોવો જોઈએ ને ?

પ્રતાપ

એ થાય છે એની તમને શી ખબર ?

અનિકેત

મેં રાકાને જોઈ છે અને હું એને ઓળખું પણ છું. એ એવો પ્રયત્ન ન કરતી હોય તો તારે માટે બે દિવસનું સહજીવન પણ અશક્ય થઈ પડે !

પલ્લવી

(પહેલાંની જેમ હસતી હસતી) આ કિતુભાઈ તો જાણે સાથે રહેવાનું ખૂબ સહેલું હોય એમ જ વાતો કરે છે ! અમે પણ જોઈશું ને, પોતે કેવી રીતે રહે છે તે ?

[હસે છે.]

અનિકેત

હું સારી રીતે રહીશ જ. એને માટે તો આટલો સમય તપશ્ચર્યા કરી.

પલ્લવી

એટલે વંદનાનો અને તમારો સ્વભાવ બરોબર મળતો થઈ ગયો ?

અનિકેત

ના. પણ હું એનો સ્વભાવ ઓળખી ગયો અને એ મારો સ્વભાવ જાણી ગઈ.

પ્રતાપ

એથી ફાયદો શું થયો ?

અનિકેત

ફાયદો એ જ કે તમારા બંનેના મનમાં અત્યારે જે પ્રશ્ન 'કુંવારાં જ સારાં ?' ઘોળાઈ રહ્યો છે તે મારા મનમાં ઊઠશે પણ નહિ.

[ પ્રતાપ પલ્લવી એક બીજાના સામું જોઈ લે છે.]

પલ્લવી

તમે, શી રીતે જાણ્યું કે અમારા મનમાં આજ પ્રશ્ન ઘોળાય છે ?

અનિકેત

તમારાં મોઢાં જ કહી દે છે ને ?

પલ્લવી

ત્યારે અમારે હવે કરવું શું ? હું તો પાછા ન જ જવું એવો વિચાર કરતી હતી !

પ્રતાપ

હું પણ સીધો મુંબાઈ ચાલ્યા જવાનો વિચાર કરતો હતો.

અનિકેત

તમે બંને હજુ બાળકો છો!

[ હસે છે. ]

પલ્લવી

(પોતાના મૂળ સ્વરૂપમાં આવી જઈને) અને તમે મોટા દાદા! મારાથી આખા પાંચ વર્ષ તો મોટા છો!

અનિકેત

પણ બધું કેવું સમજી ગયો છું?

[ હસે છે. ]

પલ્લવી

હું પણ સમજી જાત, જરી વહેલી પરણી ગઈ એટલે ને?

અનિકેત

વહેલી પરણી ગઈ એટલે નહિ, પણ ગંભીરતાપૂર્વક વિચાર કર્યા વગર જ સહજીવન શરૂ કરી દીધું એટલે.

પ્રતાપ

(હજુ ગંભીર જ છે) કિતુભાઈ, તમે એવું seriously માનો છો કે આવાં બે જુદા સ્વભાવવાળાં સ્ત્રીપુરુષ સુખપૂર્વક સાથે રહી શકે?

અનિકેત

ચોક્કસ વળી, એમાં માન્યતાનો સવાલ જ નથી. Life is adjustment એક જ સ્વભાવનાં બે માણસ તો ભાગ્યે

જ મળી શકે. એ તો એકબીજાને ઓળખીને અનુરૂપ થયે જ છૂટકો. ( થોડીવાર શાંત રહીને ગંભીરતાપૂર્વક ઉમેરે છે. ) જીવન એ તો કળા છે. એ કળા જે સિદ્ધ ન કરે તેને જીવન ક્યાંય દુ:ખના ખાડામાં નાખી દે છે ! થોડી સમજણ, થોડો પ્રયત્ન, થોડી ધીરજ, બધું બરોબર થઈ જાય !

પલ્લવી

હું તો માનતી'તી કે મારા જીવનની Tragedy થઈ ચૂકી !

પ્રતાપ

હું પણ !

અનિકેત

આજકાલ બધાં જુવાનીઆં એવું માની લે છે....જીવન માટે પૂરતી તૈયારી કર્યા વિના જ જીવનમાં ઝંપલાવે એટલે બીજું પરિણામ પણ કયું આવે ?

પ્રતાપ–પલ્લવી

( સાથે ) તો અમારે કરવું શું ?

અનિકેત

બીજું શું વળી ? laugh it out. એકબીજાને ઓળખીને અનુરૂપ થવાનો પ્રયત્ન કરો. જીવનમાં તો આવા ઘણા પ્રસંગો આવશે, જીવન આપણને ઘડે છે અને પોતાની અમૂલ્ય બક્ષિસો બરોબર ઘડાયલા માણસને જ અર્પે છે. ( અટકે છે અને વિચારે છે ) પણ એવી રીતે ઘડાતાં ઘડાતાં

તો કેટલાંય જીવન ખારાં થઈ જાય છે અને અધવચ તૂટી પડે છે! પેલું લોકગીત યાદ આવે છે, પલુ? 'મોતી એરણમાં ઓરાય'વાળું? એક બે ટુંક ગાને, મારી મિત્ર નહિ?

પ્રતાપ

(સહેજ ગળગળો થઈ જઈને) કિતુભાઈ, આભાર માનું?

પલ્લવી

(સાદર સ્નેહથી અનિકેત સામું જોઈ રહીને) આપણે આભાર–બાભાર. તો કંઈ નથી માનવાનાં. પણ થોડું ગાઈશું ખરાં. અને....પછી....કિતુભાઈ a fine cup of tea!

અનિકેત

(ખૂબ વહાલથી) ગાંડી કંઈની! કેવી થઈ ગઈ હતી! હવે 'મુડ' માં આવી. ચાલ ગા હવે.

[પલ્લવી ધીમે અવાજે પણ સુંદર શૈલીથી 'જેસલ, કરીલે વિચાર' વાળું લોકગીત ગાય છે.]

અનિકેત

(ખૂબ ખુશ થઈને) કેટલું સરસ! આવું સુંદર ગીત સંભળાવવા માટે હું તો તારો આભાર માનું જ છું....હા. પણ, પલુ. રિતાકાકીની તો વાત જ ભૂલ્યો. હું તો એમને જોવા આવ્યો હતો અને અહીં તો અગમ નિગમની વાતો કરી નાખી!

પલ્લવી

ચાલો જઈએ અમિ પાસે. ચા પણ ત્યાં જ બેસીને પીશું. ( કંઈ યાદ આવ્યું હોય એમ એકદમ ) પણ, કિતુભાઈ, વંદનાની વાત તો કરો.

અનિકેત

ત્યાં જ બધી વાતો કરીશું. હવે એની જ વાતો કરવાની છે ને ?

[ હસે છે. બધાં ઊઠે છે. અને હસતાં અને વાતો કરતાં ચાલ્યાં જાય છે. પડદો પડે છે. ]

## આ લેખકનું બીજું પુસ્તક

# ચાર પાયાની કેળવણી

જો શારીરિક અને માનસિક દૃષ્ટિએ તંદુરસ્ત નરનારીઓ સર્જવાં હશે તો, અત્યારે અપાતી કેળવણીમાં ધરમૂળથી ફેરફારો કરવા પડશે. અત્યારે તો શ્રેષ્ઠબુદ્ધિના માણસનું શરીર તૂટેલું હોય છે અને સારા શરીરવાળાની લાગણીઓ અવિકસિત હોય છે. અને બધું હોય, શરીર, લાગણી અને બુદ્ધિ–તોપણ જગતના સફળ ગણાતા માનવોને પણ જીવનમાં કંઈક ઊણપ, કંઈક હેતુવિહીનતા જેવું લાગે છે. આ બધું દૂર કેમ થઈ શકે તે આ ચાર પાયાની કેળવણીમાં વિદ્યાર્થીઓને સુગમ્ય રીતે કહેવામાં આવ્યું છે.

[ ટૂંક સમયમાં પ્રગટ થશે

# શુદ્ધિ

[ નીચે પ્રમાણે શબ્દો સુધારીને વાંચવા સર્વેને વિનંતી છે.]

| અશુદ્ધ શબ્દ | પાનું | શુદ્ધ શબ્દ |
|---|---|---|
| ચતા | ૩૧ | ચિંતા |
| પાટ | ૩૪ | ‘ પાર્ટ ’ |
| સધ | ૩૪ | સઘ |
| અનિકેતુ | ૪૦ | અનિકેત |
| બોલ્યો | ૪૪ | બોલ્યાં |
| આપને | ૮૨ | આમને |
| કર્યાં | ૮૮ | ક્યાં |
| ours | ૯૯ | oars |
| retised | ૯૯ | retired |
| તા | ૧૦૩ | તો |
| પછી. | ૧૦૭ | પછી.) |
| હાય | ૧૧૮ | હોય. |